

# પ્રકાશકના બે બોલ

'સૌરાષ્ટ્ર' ને ગ્રાહકોને ભેટ કોઈ પુસ્તક આપવાનો જ્યારે વિચાર થયો ત્યારે કોઈ વાર્તાનું પુસ્તક આપવાની ધૃષ્ટતા તો અમારાથી નજ થઈ શકી. ગુજરાતી વાચકવર્ગ એટલો તો જરૂર આગળ વધી ગયો છે—રાજદ્વારી જીવનમાં કે કોઈ સમાજની કે કલ્પિત નવલકથા 'સૌરાષ્ટ્ર'ની ભેટ તરીકે આપવી તે અવશ્ય તેની ઔચિત્ય બુદ્ધિને અપમાનના જેવું અમને લાગ્યું. પ્રજામાં હવે તો રગેરગમાં પ્રસરી ગએલ રાષ્ટ્રીય પ્રવૃત્તિ સબંધનું કાંઈક સાહિત્ય અપાય તો ઠીક એવી અમારી ધારણા થઈ, પણ તેવું કોઈ મનમાનતું પુસ્તક અમારી દૃષ્ટિએ ચડી શક્યું નહીં.

એવામાં સદ્ભાગ્યે મહાત્માજીના પત્રો ભેટ તરીકે આપવાનો વિચાર અમારા એક મિત્રે અમોને સુઝાડ્યો, અંતરના આનંદથી તે વિચાર અમે ઝડપી લીધો અને 'સૌરાષ્ટ્ર'ના વાચનારના કરકમળમાં ઉપહાર તરીકે એ પુસ્તક અમે ધરી શક્યા.

પરંતુ એ પુસ્તકે વાચનારાઓનું લક્ષ એટલું બધું ખેંચ્યું કે તેની માગણી ઉપરાઉપરી બીજા વાચનારાઓ તરફથી આવવા લાગી અને પરિણામે આજે તેની બીજી આવૃત્તિ કાઢવા અમે ભાગ્યશાળી નીવડ્યા છીએ. મહાત્માજીની છેલ્લી છબી પણ અમે આ આવૃત્તિમાં આપી શક્યા છીએ એટલી આ આવૃત્તિની વિશેષતા છે.

મહાત્માજીના તમામના થએલા સગાઈસંબંધના પ્રસંગે તેઓશ્રીના વૈરાગ્યમય વિચારો પૂર્ણ સ્વરૂપમાં દર્શાવતા આ પત્રો

વાંચનારને મહાત્માજીના અંતરપટની અંદર ઓળખાણ આપશે એમ અમને શ્રદ્ધા છે.

આશા છે કે અમારા વાચનારાઓ અમારા આ પ્રયત્નને વધાવી લેશે અને સારૂં સમર્થનું રાષ્ટ્રીય સાહિત્ય પ્રસિદ્ધ કરવાની અમારી મનેકામનાને ઉત્તેજન આપવા અમારા વાચનારાઓ કૃપા કરશે.

પ્રકાશક.

---



has been to be
selected the rolls for direct electors

# મહાત્મા ગાંધીજીના પત્રો.

૧

જોહાન્સબર્ગ તા. ૨૭–૭–૦૯

ચિ મણિલાલ,

× × × ×

તમને 'શું કરવાનું છે?' એવો સવાલ થવાથી તમે ગભરાયા. તમારી વતી હું જવાબ આપું તો એમ કહું કે તમે તમારી ફરજ બજાવવાના છો. હાલનો ધંધો માબાપની સેવા કરવાનો છે, જેટલું ભણવાનું મળે તેટલું ભણવાનો છે અને ખેતી કરવાનો છે. આગળ ઉપરની ચિંતા તમે કરતા નથી, તે ચિંતા તમારા માબાપને છે જ્યારે તેઓ મરી જશે ત્યારે તમે તે ચિંતા ભોગવશો. આટલો નિશ્ચય હોવો જોઇએ, કે બારિસ્ટરી કે દાક્તરી ધંધો નથી કરવાનો. આપણે ગરીબ છીએ અને ગરીબ રહેવા માગીએ છીએ. પૈસાની જરૂર માત્ર ભરણપોષણને ખાતર રહે છે. ફિનીક્સને ચલાવવું તે આપણું કર્મ છે, કેમકે તે વાટે આપણે આત્માને શોધી શકીએ છીએ, ને દેશસેવા કરી શકીએ છીએ. એટલું ખાતરીથી માની લેજો કે તમારી ચિંતા હું સદાય કર્યા કરૂં છું. માણસજાતનો ખરો ધંધો એજ છે કે તેણે પોતાનું ચારિત્ર ઘડવું. કમાવાને અર્થે કંઈ ખાસ શીખવું પડે એવું નથી. જે માણસજાતિનો રસ્તો કદી છોડતો નથી તે માણસ કદી ભુખે મરતો નથી, અને તેવો વખત આવે તો ડરતો નથી. તમે નિશ્ચિંત રહી જે અભ્યાસ થઈ બને તે કર્યા કરજો; આ લખતાં તમને મળવાનું અને

મારી છાતીમાં ચાંપવાનું મન થઇ જાય છે અને તેમ નથી કરી શકતો તેથી આંખમાં પાણી આવી જાય છે. બાપુ તમારી ઉપર નિર્દયતા વાપરવાના નથી, એ ખાતરીથી માનજો. જે હું કરૂં છું તે તમારૂં ભલું સમજીનેજ કરૂં છું. તમે બીજાઓની સેવા કરો છો એ કદી રઝળનાર નથી એમ માનજો.

---

૨

જોહાન્સબર્ગ, તા. ૧૭-૯-૦૯

ચિ. મણિલાલ,

× × ×

પરોપકાર કરવો, બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરા મોટાઇ ન માની લેવી એ ખરી કેળવણી છે. આ તમે જેમ ઉમરે વધશો તેમ તેમ વધારે અનુભવશો. માંદા માણસોની [illegible]કરવી એના જેવો ઉત્તમ માર્ગ બીજો શો હોય? ધર્મનો સમાવેશ તેમાં થઇ જાય છે.

મિ. વેસ્ટને સુગંધીનો સેરવો વિ. અપાવ્યો તેમાં [illegible] નિષ્પક્ષપાત બુદ્ધિ રાખવાની છે. × + ×

* બાને સેરવો આપ્યા વિના બાનું શરીર પડત તો [illegible] [illegible] હતું પણ બાની પરવાનગી વિના હું તો તેને સેરવો

---

* સૌ. કસ્તુરબાને (ગાંધીજીના પત્નીને) જેઓ બાના નામથી સંબોધે છે, તેમની સાથે પોતાના પત્ની સંબંધે વાતચીત કરતા અગર પત્રવ્યવહારમાં મહાત્મા ગાંધીજી 'બા' શબ્દ વાપરે છે.

...ed the rolls for direct ... to be ... electors

આપવા દેત. આત્મા કરતાં દેહ વહાલો ન થવો જોઇએ. જે આત્માને જાણે છે, તે દેહથી જુદો છે એમ જાણે છે. તે દેહની હિંસક રક્ષા નહિ કરે. આ બહુ અઘરૂં કામ છે પણ જેના સંસ્કાર અતિ પવિત્ર છે તે સ્હેલે સમજે છે, ને તે પ્રમાણે કરે છે. દેહમાં રહીને જ આત્મા સારૂં અથવા ખરાબ કરી શકે છે એ માન્યતા બહુ ભૂલભરેલી છે છે, ને તેવી માન્યતાથી દુનિયામાં અઘોર પાપ થયાં છે ને થાય છે. × × દેહ તે દમન કરવા આપણને મળ્યો છે.

× × × ×

---

૩

જોહાન્સબર્ગ, કારતક વદી ૫, ૧૯૬૬.

ચિ. મણિલાલ,

જ્યાં સુધી દઢ નીતિ જાળવો, તમારી ફરજ બજાવ્યા કરો, ત્યાંસુધી હું તો તમારા અક્ષરજ્ઞાન વિષે નિશ્ચિંત છું; શાસ્ત્રમાં જે યમ નિયમ કહ્યા છે તે જળવાય તો બસ છે. તમે શોખને અર્થે અથવા તમે વધારે લાયક થાઓ તેટલા સારૂ અક્ષરજ્ઞાન વધારો તેમાં હું સહાયભૂત થાઉં. તમે તે ન કરો તો હું ઠપકો દઉં એમ નહિ બને. છતાં મનમાં એક નિશ્ચય કરો તો તેને વળગી રહેવા પ્રયત્ન કરજો. તમે પ્રેસમાં હાલ શું શું કરો છો તે લખજો. ક્યારે ઉઠો છો, ખેતરનું શું કરો છો વગેરે લખશો.

બાપુના આશીર્વાદ.

૪

જોહાન્સબર્ગ, તા. ૧૨-૧૦-૦૧

ચિ. મણિલાલ

• • •

તમે મી વેસ્ટ વગેરેની ચાકરી કરો છો એ તમારો સર્વથી ઉત્તમ અભ્યાસ છે. જે માણસ પોતાની ફરજ બજાવે છે તે સદાય અભ્યાસ કરે છે. તમે લખો છો કે અભ્યાસને રજા દેવી પડી છે એમ નથી. તમે ચાકરી કરતા અભ્યાસ જ કરો છો. અક્ષરજ્ઞાનને રજા દેવી પડી છે એ કહેવું બરાબર છે. તેમ રજા દેવામા ચ ગણુ નથી અક્ષરજ્ઞાન પાછળથી મેળવાય, પણ ચાકરી કર અવસર પાછળથી આવે તેમ ન કહી શકાય × × ×

એટલુ પણ મનમા કોતરી રાખજો કે તમારૂં મન સ્વચ્છ છે, ચાકરી કરતા તમે માંદા નહી પડશો, ને તેમ છતા પડશો નિશ્ચિત રહીશ; તેમ ઘડાઇને જ તમે ને હું બધા સંપૂર્ણ સારી રહેણી રહેતા શીખવું એ અભ્યાસ છે. બાકી મિથ્યાભ્યાસ છે.

બાપુના આશીર્વાદ

૫

જોહાન્સબર્ગ તા ૨૨-૧

ચિ. મણિલાલ,

તમે કયા ધોરણમાં છો એમ પુછે તેનો જવાબ નથી આપી શકતા? હવે આપજો કે 'બાપુના ધોરણમાં છું' તમને ભણવાને વિચાર કેમ થયા કરે છે? કમાવાને સારૂ થતો હોય તો તે ઠીક નહિ; કેમકે હાથ તો ઇશ્વર સહુને આપે છે. તમે મજુરી કરી

પણ પેટ ભરી શકો છો. વળી આપણે તો ફિનીક્સમા અથવા તો એવા કામમા મરવું છે ત્યા વળી કમાવાની વાત શી? તમારે દેશને ખાતર ભણવું હોય તો તે તો હાલ પણ કરો છો. જો આત્માને ઓળખવાને સારૂ ભણવું હોય તો તે તો સારા થતાં શીખવાનુ છે. તમે સારા છો એમ સહુ કોઈ કહે છે હવે બાકી રહ્યું તમારે વધારે કામ કરવા ભણવાનું. તેને સારૂ ઉતાવળની જરૂર નથી. જે ફિનીક્સમા થાય તે કરજો, પછીથી જોઈ લેશું તમારા વિષે હું ચિંતા રાખુ છુ એમ જો તમને ખાત્રી હોય તો તમે ચિંતા છોડજો

બાપુના આશીર્વાદ.

ટીપઃ—ઉપરના કાગળો જે સમયે લખાયેલા તે સમયમા મહાત્માશ્રીના મોટા બે દીકરા ભાઇ હરિલાલ અને મણિલાલને આધુનિક શિક્ષણ લેવાની બહુ તીવ્ર ઇચ્છા હતી હરીલાલ સત્યાગ્રહની લડતમા પડેલા મણિલાલ ન્હાની વયના હોવાથી લડાઈમાં જોડાઈ શક્યા નહોતા તે વખતે હાલના શિક્ષણનો લાભ પોતાને મળે એવા યત્ન તેમણે કરેલા. મહાત્માશ્રીએ ઉપરના કાગળો લખી તે દ્વારા ચાલુ કેળવણી ઉપરનો મણિલાલનો મોહ ઉતારી નાખ્યો, એટલે મણિલાલ સંતોષ મેળવી પોતાની ફરજ બજાવવામા નિમગ્ન થયા. હરિલાલનો તે અસંતોષ દૂર ન થયો અને લડતમાથી છૂટા થયા બાદ ત્યાથી હિંદુસ્થાન આવી અમદાવાદની હાઇસ્કૂલમા તેમણે અભ્યાસ શરૂ કર્યો ઉપર લખાયેલા પત્રોનો સબંધ જણાવવાની ખાતર આ ખુલાસો કરવો યોગ્ય લાગ્યો તેથી આ ટીપ લખી છે.

૧

જોહાન્સબર્ગ તા. ૧૦-૮-૦૯

ચિ. મણિલાલ,

સુલેહ થવાની હવે થોડી જ આશા છે. તેથી આ કાગળ મંગળવારે લખી નાખું છું. કેમકે હવે હતું તેના કરતા વધારે કાળ રહેવાનો સંભવ છે. × × × અહિં હું જેમ જેમ જોતો જાઉં છું, તેમ તેમ મને લાગે છે કે કંઈ ખાસ કેળવણી અહિં વધારે સરસ લઈ શકાય છે એમ માનવાનું કારણ નથી. કેટલીક કેળવણી અહિં કેફવાળી છે એમ પણ જોઉં છું. છતા થોડો વખત તમે બધા અહિં રહી જઈ શકો એવી પણ મનમા ઈચ્છા રહ્યા કરે છે. આપણે આપણું કર્તવ્ય રીતસર કર્યા કરશું તેમા જે થવાનું હશે તે થશે. તમે દ્દઢતાપૂર્વક ત્યા બણો એ અહિં આવવાની તૈયારી જેવું છે.

• • •

જમીનમા આપણે સભાળી શકીએ તેના કરતા વધારે ફળનાં ઝાડ છે, એ આપણી ઓછી આવડત બતાવે છે. જેટલું રક્ષણ જાતમહેનતથી થઇ શકે તેટલું કરજો.

કા—ને ત્યા પુત્રપ્રાપ્તિ થઈ તે ખુશી થવા જેવું છે; છતા મ્હારા વિચારો તમે જાણો છો તેના આધારે હુ દિલગીર પણ થાઉં છુ. દેશકાળ વિચારતા એમ માનુ છુ કે હાલ તો ઘણા જ થોડા હિંદીએ પરણવાની જરૂર છે. પરણવાનો અર્થ પણ બહુ ઉંડો છે. વિષય ભોગવવાને ખાતર જે માણસ પરણે છે તે પશુ કરતા પણ હીન છે. પરણેલાએ માત્ર પ્રજાની ઉત્પત્તિને ખાતર જ મૈથુન કરવું યોગ્ય

મણાય છે એવું ધર્મશાસ્ત્રો પણ કહે છે. આમ વિચારતાં જે પ્રજા કાલ ઉત્પન્ન થાય છે તે વિષયની ઉત્પત્તિ છે. આથી જ પ્રજા હીન અને નાસ્તિક થાય છે તથા રહે છે.

\+ . + +

બાપુના આશીર્વાદ.

---

૭

જોહાન્સબર્ગ, ચૈત્ર વદી ૫, સં. ૧૯૬૫.

ચિ. મણિલાલ,

\+ × + +

તમે જ્યારે દોષ જુવો ત્યારે મને જણાવવા એ તો બરોબર છે. મારી ઇચ્છા તો એવી છે કે દોષ કરતા માણસોના ગુણ વિશેષ જુવો. દોષથી તો આપણે બધા ભર્યાજ છીએ. એટલે આપણે માણસોના ગુણ શોધી તેનુંજ મનન કરવું આવી ટેવ પાડી, પડી શકે છે, પણ જ્યા સુધી ન પડે ત્યા સુધી તમે જે જે દોષો જુવો તે મને બતાવતા ન અચકાજો

\+ + + + +

જે અપરિહાર્ય—જેને વિષે આપણે ઉપાય નથી શોધી શકતા—તે સહન કરવું. તમે તમારૂં કર્તવ્ય કર્યેજ જશો એટલે તમને સંતોષ રહેશે આપણે આપણી ફરજ બજાવતા છતા અ રોળાયા કરશે તેને કેમ કરશ ? તેનો વિચાર કરવો એ પણ બુદ્ધિમાન કામ

આશીર્વાદ.

૮

ભીટોરીઆ કેદખાનું
તા. ૨૫-૩-૧૯૦૯.

ચિ. મણિલાલ,

× × × હવે જેલમાં મેં પુષ્કળ વાન્યું છે હું ઇમર્સન, રસ્કિન, મેઝિની વાચું છું, ઉપનિષદો પણ વાચતો ગયો છું. શિક્ષણ એટલે અક્ષરજ્ઞાન નહિ પરંતુ ચારિત્રની ખીલવણી—ધર્મભાવનું ભાન,—એ મત મારા સઘળા પ્રકારના વાચનથી મજબૂત થાય છે. આપણી ભાષામાં તેને આપણે કેળવણી શબ્દથી ઓળખીએ છીએ. જો કેળવણીનો ઉદ્દેશ આવોજ હોય-અને મારી ધારણા મુજબ માત્ર આજ ખરો ઉદ્દેશ છે—તો હું જણાવીશ કે તમે ઉત્તમ પ્રકારની કેળવણી લેઇ રહ્યા છો.

બાની ચાકરી કરી તેની ઉગ્ર પ્રકૃતિ સહી લેવી. ચિ. હરિલાલની ગેરહાજરીમાં ચિ. ચચીને લાગી આવે નહિ તેમ તેની જરૂરીઆતો અટકળથી ધારી લઇ તેની કાળજી રાખવી અને રામદાસ અને દેવીદાસની સંભાળ રાખવી, તે સર્વ કરતા વધારે સારૂં શિક્ષણ શું હોય ? આ કામમાં તમે પાર ઉતરશો તો તમને અર્ધ ઉપરાંત કેળવણી મળી ચૂકી એવું માનવાને મને શો વાંધો હોય ?

ઉપનિષદ્ ઉપરથી નથુરામજીની પ્રસ્તાવનાનાં એક વાક્યથી મારા મન ઉપર ભારે અસર થઈ છે. તે કહે છે કે પહેલી બ્રહ્મચર્ય અવસ્થા તે છેવટની સંન્યસ્ત અવસ્થા જેવીજ છે. આ તદન વાસ્તવિક છે. નિર્દોષ અવસ્થામાં એટલે માત્ર બાર વર્ષની ઉમર સુધીજ મોજમ-

ગ્રા ભોગવાય છે. છોકરો પાકી ઉમરનો થયો કે તુરતજ તેણે તો જોખમદારી સમજતા શીખવું જોઇએ. આ વય પછી દરેક જણે આચારવિચારમાં-સત્ય અને અહિંસા સંબંધી સંયમ પાળવો જોઇએ. આ કામ કંટાળો ઉપજાવે એવા અભ્યાસની પદ્ધતિએ નહિં પરંતુ સ્વાભાવિક વિનોદ તરીકે થવું જોઇએ.

રાજકોટના ઘણા છોકરાઓ મને સાભરે છે. તમારી હાલની ઉમર કરતા હું ન્હાનો હતો ત્યારે મને પિતાશ્રીની સેવાચાકરીમાં ખરો આનંદ મળતો. બારમા વર્ષ પછીથી મે મોજમઝાનો છાટોય જોયો નહોતો. જો ખરા સદ્‌ગુણોનુ અનુકરણ તમે કરો, સદ્‌ગુણમય તમારું જીવન બની જાય તો કેળવણીનો મારો આદર્શ તમે પૂર્ણ કર્યો છે. આ ગુણોથી સજ્જ થઈ તમે આનમના કોઇપણ ખુણેખોચરે તમારું ગુજરાન મેળવી શકશો, અને આત્મજ્ઞાન-ઇશ્વરજ્ઞાન મેળવવાને રસ્તે ચઢી શકશો.

આનો અર્થ એમ નથી કે તમારે અક્ષરજ્ઞાન ન મેળવવું; પણ આ બાબત એવી છે કે તમારે તે મેળવવા માટે આકળા ન થવું જોઇએ. તે મારે તમારે પૂરતો અવકાશ છે અને પરની સેવામા ઉપયોગી નીવડે એવા હેતુથીજ તે શિક્ષણ લેવાનુ છે.

ભવિષ્યમા આપણા નસીબે ગરીબાઈ છે તે ભૂલતા નહિ. જગતને વધારે વિચારૂ છુ તેમ તેમ વધારે સમજાય છે કે તવંગર થવા કરતા ગરીબ રહેવામા વધારે આશ્વાસન છે. શ્રીમતાઈ કરતા, તવગર થવા કરતા, ગરીબ રહેવામા, ગરીબાઇના ફળો વધારે સુંદર અને વધારે મીઠા છે.

× × × ×

હું માનું છું કે યુગો વહી ગયાં જેઓએ ઉપવીત તજી દીધું છે તેમનાથી તેમનો પુનઃ સ્વીકાર ભૂલભરેલો છે. શુદ્ર અને સર્વ ઇતર વર્ણોમાં મિથ્યા જાતિભેદો ઓછા નથી. અત્યારે તો ઉપવીત ઉલટી દખલ ઉભી કરે છે. ભવિષ્યમાં આ વિચારની વિસ્તારપૂર્વક ચર્ચા કરીશ.*

બાપુના આશિષ

——:o:——

૯

જોહાન્સબર્ગ.

તા. ૨૧-૫-૧૯૦૮

ચિ. મ... ....

તમારો કાગળ મળ્યો. મારે વિષે ચિન્તા કરવાની જરૂર નથી. હું માનું છું કે મારો ભોગ આપવોજ પડશે. (જનરલ) સ્મટ્સ છેવટ સુધી દગો દઈ શકે એવું માનતો નથી; લોકો અધીરા થાય છે, અને તેથી તેઓ જીંદગી ઉપર ઘા કરવા તલપી રહ્યા છે. તેઓને લાગ મળે છે. તેમ થાય તો સંતોષ માનવાનો છે જેને હું કલ્યાણ માનું છું તે કરતાં જીંદગીનો ભોગ આપવો પડે તો બીજું કુશળ મોત કયું?

ગો ..... .....ને મરવું યોગ્ય હતું. તો પછી મોતથી જીવ ઉદાસ કેમ થાય? આ દુનિયા ફાની છે. તો પછી મારો જીવ આ દુનિયામાંથી જશે તેમાં હેતુઓની ચિંતા કરવી કેમ ઘટે છે?

* આ કાગળ મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહના પહેલા તબક્કામાં જેલમાંથી લખેલો છે.

મરણ પર્યંત મારાથી અધટિત ન થાય એ મુશ્કેલું ખસ છે, હું મોક્ષ પામું એવી દશા તો હજુ નથી, પણ એમ માનું છું કે એ. મારા વિચારો હાલ જે પદ્ધતિને પામ્યા છે તે વિચારોમાં હું આ શરીર છોડું તો પુનર્જન્મ એવો થાય કે સદ્ય મોક્ષ મળે.

લી. મોહનદાસના આશીર્વાદ.

———:૦:———

૧૦

તા. ૨૬–૭–૧૯૦૮

મુરબ્બી ખુ––ની સેવામાં—

આ કાગળ મધરાતે લખું છું. વધુ લખવા વખત નથી. મને જાત સંભાળવાની ભલામણ કરો છો પણ આપણું શિક્ષણ એવું છે કે જાત (આત્મા) નથી મરતો, નથી મારતો કે નથી મરાવતો. શરીરને 'જાત' માની તેને સંભાળવાનું કહો તો તેને થી ભગવાને મોહ કહ્યો છે. હવે મારે શું સંભાળવું ? હું તો જાતજ સંભાળીશ એટલે કે તેનું જ્ઞાન બનતા પ્રયત્ને કરીશ. તેમ કરતા દેહને જતો કરવા જેટલી તાકાત તો આવવીજ જોઇએ.

આટલું લખાઇ જાય છે કેમકે બહુ મનન કરના જોઉં છું કે આપણી કેટલીક કહેવતો ને ચાલતી શીખામણો કેવળ ધર્મ વિરૂદ્ધ છે. જેને સર્વોપરી પુસ્તક માનીએ છીએ તેને વ્યવહારમાં કોરે મૂકી દઇએ છીએ. જેટલું જોર મ રામાં હોય તે બધું આવી રહેણી સામે અજમાવવાનો ઉદ્દેશ રાખ્યો છે.

લી. મોહનદાસના દંડવત

૧૧ બુધવાર

ચિ. મ......

તમારો કાગળ મળ્યો. ગો ..ના જવાની ખામી બધાને બહુ જણાઈ છે તેની ઉપરથી એક લક્ષમા લેવાનુ નાના મોટા બધાને રહ્યુ છે. તે એ કે કાયાને આપણે રોકી નથી શકતા. તેથી તેને જતી કરી પરમાર્થમા પરોવાઇ આત્મસિદ્ધિ કરવી આમ કરવામા બ્રહ્મચર્ય એ જરૂરી ને ઉત્તમ સાધન છે એવો વિચાર અવકાશી અનમા ખીલ્યા જ કરે છે.

લી મોહનદાસના આશીર્વાદ.

---

૧૨ શુક્રવારની રાતે.

ચિ. મ... ...

સત્યનુ સેવન કરતા બહુ સહન કરવુ પડે. સત્યનુ સેવન કરનારે શરીરે દુ ખ નથી પામ્યા એવો દાખલો ભાગ્યે જ મળી શકશે. શરીરદુ ખ એજ સુખ છે—એ માની શકાય તો–છતા આ વિચાર કરવા જેવો છે સત્યનો જય એ વાકયના ઘણા અનર્થ થયા છે તેથી આપણે અનડાવાનુ નથી

લિ મો ના આશીર્વાદ.

---

૧૩ મહા સુદ ૧૦

ચિ ના

મરકી વિષે તમે મને ભલા સવાલો પૂછ્યા છે રાજકોટમા ઉંદર મર્યા એટલે મે સહુને ઘર કે ગામ ફેરવવાની સલાહ આપી. એ મારા વિચારો તે વખતના (૧૮૫૮), તેમા હવે મને ભૂલ

થઇ એમ જણાય છે એના મારાં વિચારો બહુ ફરેલા છે. બધાંદ વળાએ હેતુ એકજ હતો–સત્યની શોધ. હવે જોઉં છું કે એમ ઘર ફેરવવાં એ આત્માના ગુણની અજ્ઞાનતા છે. આનો અર્થ એમ નથી કે કોઇ કાળે ગમે તેમ થાય તોપણ ઘર ન બદલાય. ઘર બળી જતુ હોય તો તેને ખાલી કરીએ જ. તેમા સર્પ, વિછુ એટલા નીકળી પડે કે તેમા રહેવુ એ તાત્કાળિક મૃત્યુને મગાવાનુ થઇ પડે તો તે વેળાએ પણ ફેરવાય. જો કે આમ કરવુ એમા પણ દોષ નથી એમ મારૂં કહેવું નથી જેણે આત્માને સપૂર્ણ ઓળખ્યો–અનુભવ્યો છે તેને માટે તો છાપરૂં આકાશનુ હોય તે જગલમા વસતા સર્પ, વિંછુને મિત્ર સમ જાણે. આ દશા નહિ ભોગવનારા આપણે ટાઢ તડકાથી ડરીને ઘરમા વસીએ તેથી ત્યા ભય ઉત્પન્ન થવાથી ઘર તજીએ પણ ખરા, છતા મનમા ઉમેદ એવી રાખીએ કે આપણને ઉતાવળે આત્માનું દર્શન થાય. નિદાન મને તો આ પ્રમાણે લાગે છે મરકીની વેળાએ મો.....ગયા ને તેના પટેલને ઘર સાચવવા મૂકી ગયા. આમ કરવું એ માણસને અનુચિત છે. જો ઘર બળતુ હત તો પટેલ પણ જાત. આ દાખલા ઉપરથી તમે ભેદ ઘટાવી શકશો. મરકી આદિનો ભય સાધારણ ગણુ છુ મુસલમાન ઘર નથી છોડતા પણ ઇશ્વર ઉપર આસ્થા રાખી પડી રહે છે. જો તેની સાથે જરૂર પડતા ઉપાય લે તો વધારે સારૂ કરે. જ્યા લગી આપણે નાશભાગ કરીએ છીએ ત્યા લગી મરકી જવાનો થોડોજ સભવ છે. જે જે ગામમા મરકી થાય છે તે તે ગામમાં આપણે કારણ શોધવાને બદલે ભાગી છુટીએ એ દીનતા સમજાય. આટલા જવાબથી મને સંતોષ નથી થતો ત્યારે તમને કેમ થઇ શકે ! તમારે અને મારે મળવાનુ બને અને અનાયાસે પ્રશ્નો થાય

ત્યારેજ મારા મનમાં શું રમે છે તે તમે જાણી શકો. હું પુરું નથી
સમજાવી શકતો તેનાં બે કારણો છે. હાલ હું એવાં કામોમાં રોકાયો
છું કે મને વિચારીને લખવાનો અવકાશ નથી. અને બીજું કારણ
એ કે મારી પોતાની કહેણી અને રહેણીમાં તફાવત છે. જો હું
ઇચ્છું છું એવી એકતા હોય તો તમને તુરત સમજાવી શકાય
એવા શબ્દો હાથ આવે. મરકીના ભયથી તમને મુરબ્બી ઘર
કે ગામ છોડવાનું કહે ત્યારે તમારે છોડવું. એ યથાર્થ છે. જ્યાં
નીતિયુક્ત જીવનને ધક્કો ન પહોંચે ત્યાં ! મુરબ્બીઓની આજ્ઞાને
અનુસરવું એ આપણો ધર્મ છે. તેમાં કલ્યાણ છે. તમે મોતના
ભયથી નહિ પણ માતપિતાને ખુશી કરવા મરકીવાળું ઘર છોડો
તે તદ્દન નિર્દોષ છે. આ સમય કેટલેક સ્થળે ને કેટલાકને સારૂ
એવો કઠણ આવી પડ્યો છે કે મુરબ્બીઓની આજ્ઞા પાળવા વિષે
વિચાર કરવો ઘટે છે. મને તો એમ લાગે છે કે માતપિતાનો પ્રેમ
એવો ગૂઢ છે કે તમને બહુ સબળ કારણ સિવાય દુભાવાય નહિ.
પણ બીજા મુરબ્બીઓને વિષે મન એટલું કબૂલ કરતું નથી. જ્યાં
આપણને નીતિના સવાલોમાં કાંઈક સંશય હોય ત્યાં પણ ઉતરતા
દરજ્જાના મુરબ્બીઓનું ઉલ્લંઘન થઇ શકે-કરવું એજ ફરજ હોય.
જ્યાં નીતિને વિષે સંશય નજ હોય ત્યાં માબાપની આજ્ઞાનું પણ
ઉલ્લંઘન થાય-કરવું એજ ફરજ છે. જેમ મને મારા બાપ ચોરી
કરવાનું કહે તો ન કરવી. મારો બ્રહ્મચર્ય પાળવાનો વિચાર હોય
તેમાં માબાપ જૂદી આજ્ઞા કરે તો તેમની આજ્ઞાનું વિનયપૂર્વક
ઉલ્લંઘન કરવું. મ..........અને રા..........ની સગાઈ તેઓ
આવરદા ન થાય ત્યાં સુધી નજ કરવી એ ધર્મ સમજું છું.

... rolls for direct electors

બાપ જીવતા હત ને તેઓનો વિચાર ઉલટો હત તોપણ હું વિનયપૂર્વક તેમની સામે થાત અને એમ પણ માનું છું કે તેઓ મોરૂ વચન કબૂલ રાખત.

આટલું બસ છે. શંકાઓ વિશેષ થાય તો પૂછવું. તમે અનર્થ ન કરો એવી તમારી સદ્વૃત્તિ છે એમ જાણીને મેં તમને ઉપર પ્રમાણે લખ્યું છે. પાખંડી માણસ હોય તે કાતો મને એવું લખવાથી ઉદ્ધત માને અથવા તો મારા વચન ઉપર મૂઢ વિશ્વાસ રાખી ખોટા અર્થ ખેંચી ખોટા કારણથી મુરબ્બીઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરે અને મરકીને વિષે લખ્યું છે તમાથી એવો અર્થ બેસાડે કે યોગ્ય ઇલાજમા દારૂ માસાદિ લેવાય.

લિ. મે. ના આશીર્વાદ.

---

૧૪

લંડન તા. ૩૦–૮–૧૯૦૯

મહાશય સ્વામીજી,

આપનો કાગળ મળ્યો. પહેલા આપનું ઉંગોરોડમા કરેલું "કરઝન વાયલી" વિષેનું ભાષણ વાંચેલુ કેળવણી ઉપરનો કાગળ ચાલ્યો ઉપરના ત્રણે લેખ વાંચીને હું દીલગીર થયો છું. મારી ઉપરનો કાગળ ઇસ્લામી ધર્મ વિષેના આપના વિચારો બતાવે છે, અને બીજા બે લેખ તે ધર્મ માનનાર પ્રત્યેની આપની વર્તણુંક બતાવે છે. ઇસ્લામી ધર્મ માટેના આપના વિચાર માટે કંઈ નથી કહેતો. પણ ઇસ્લામી ધર્મ ઉપરની આપની કટાક્ષ તે હિન્દુધર્મના રહસ્યની વિરૂદ્ધ છે, એમ હું જાણું છું. કટાક્ષ પણ છો રહી, તે

બતાવતા આપે નીતિ વિરૂદ્ધ એવું સમયાનુસારી વર્તન કર્યું છે ર વિશેષ દુખદ થઇ પડયું છે હિન્દુધર્મના ગક્ષિના અંગ્રેજને મ એ તો આપણી અતિ દીનતા બતાવી. મારા ધર્મનું રક્ષણ કરવ હું પોતે લાયક ન હોઉં તો પગધર્મી શું કરવાનો હતો ? કેળવણ વિષેના આપના વિચારોને કેવળ હિન્દુ-મુસલમાન વચ્ચે વિરો ઉપજાવનાર ગણુ છુ આટલુ બધુ અંતર હિન્દુ-મુસલમાને વચ્ચે રાખવાની જરૂર હોય તો પછી હિન્દુસ્તાન પરાધીનજ રહેવુ ઘ છે. તેમા પરદેશીનો દોષ પણ કેમ કઢાય ? અને એવુ અંતર રાખન હિન્દુ ધર્મનો લોપજ થાય સારે નસીબે હિન્દુ ધર્મની સ્થિતિ અચળ છે. હજારો વર્ષથી જેનુ રક્ષણ થયા કર્યું છે તેનો લો મારા ધર્મગુરૂઓને હાથે પણ નહીં થાય એવી મારી અચલિત શ્રદ્ધા છે. આપને શુ લખુ ? આપના જ્ઞાનને વિષે માનવૃત્તિ છે. આપના વર્તનથી ખેદ પામું છુ.

લી. મ... . . ...ના આશીર્વાદ

---

૧૫

તા. ૭-૮-૧૯૦૯

ચિ. ના....... .

તમારો કાગળ વાચીને હું બહુ રાજી થયો. હું જાણું છુ કે હિંદુસ્તાનના કેટલાક માણસો લડતનુ રહસ્ય નથી જાણતા. તે બતાવે છે કે આપણા અસલી વડવાઓ આત્મબળનુ જ્ઞાન ધરા વતા તે હાલ દબાઈ ગયુ છે તે પાછુ અજવાળામા લાવતા ધીર જની જરૂર પડશે વખત જશે; પણ જેમ જેમ સમજ પડતી જશે

rolls for direct electors

વમ તમ આત્મબળના પરીક્ષા વિશેષે જણાશે. હું જે આત્મ-બળનું લખું છું તેનો સમાશ મંદિર વિ. જગ્યાએ જવા રૂપી બાહ્યોપચારમાં છેક નથી થતો. કેટલીક વેળા તેના ઉપચાર તે બળના વિરોધી હોય છે. આ બધું તમે જો ઈ. ઓ. *બરોબર વાચ્યું હશે તો કેટલેક દરજ્જે જોયું હશે. છ......વિશેષ સમજાવી શકશે. ત્યાં એકાં તમે તે બળનો પ્રયોગ કરી શકો છો. સત્ય અને અભયની ખીલવણી તેનો પ્રથમ પાઠ છે.

લી. મ..............ના આશીર્વાદ.

---

૨૬

ફાગણ વદ ૪, ૧૯૬૬.

ચિ. ન...........

તમારો કાગળ મને મળ્યો છે. ત્યાં રહીને પણ તમે અહીંના ઉદ્દેશોને મદદ કરી શકો છો. હું જોઉં છું કે ત્યાં પણ લડત પુષ્કળ લેવી પડશે. આમ કરવાને સારૂં તમારૂં ચારિત્ર ઘડાવું જોઈએ. તમે આપણા ધર્મનાં મૂળતત્ત્વો જાણો છો ? કદાચ તમે કહેશો કે હું તો આખી ગીતાજી મોઢે ભણી શકું છું, તેનો અર્થ પણ આવડે છે પછી મૂળતત્ત્વોનું તે શું પુછતા હશો ? મૂળતત્ત્વો જાણવા એટલે તે પ્રમાણે વર્તન કરવું એવો અર્થ હું કરૂં છું દૈવી સંપતનો પહેલો ગુણ " અભય " એ છે, એ શ્લોક તમને યાદ હશે. તમે અભયપદને કંઇક અંશે પામ્યા છો ? યા જે કરવું યોગ્ય હોય તે નીડર થઈ દેહ પડતાં પણ કરશો ? જ્યાં સુધી એટલુ પદ મળે ત્યાં સુધી તેનું સેવન કરી તે મેળવવા પ્રયત્ન કરે... તમે ઘણું

* ઇન્ડિયન ઓપિનિયન.

શકસો. આ પ્રસંગે તમારે પ્રલ્હાદજી, સુધન્વા વિગેરેના દ્રષ્ટાંત યાદ કરવાની જરૂર છે. આ બધી દંતકથા છે એમ ન માનજો. તેવાં કાર્યો કરનારા હિન્દી પુત્રો થઇ ગયા છે. તેથી જ આપણે તે આખ્યાનો મોઢે કરીએ છીએ. આજ પણ પ્રલ્હાદ અને સુધન્વા, હરિશ્ચંદ્ર અને શ્રવણ, હિન્દુસ્તાનમા નથી એમ નથી માનવાનું. આપણે લાયક થઇશું ત્યારે તેનો મેળાપ પણ કરશું તે કંઇ મુંબાઇના બાગમા નથી આવવાના; પથરાની જમીનમા ઘઉંના પાકની આશા ન રખાય. મુંબઇમા રહેવાનું હોય તો મુંબઇ એ નરકની ખાણ છે એમ મનની સાથે દ્રઢાવજો. તેમાં કાંઇ બાધ નથી.

લી મ...ના આસીર્વાદ.

---

૧૭

તા. ૧૪-૫-૧૯૦૮

ચુ—મે...તથા ખુ......

ગો......ગયો તે બુલેટ સબંધને લઇને સ્વાભાવિક રીતે આ લખતાં પણ મને રોવું આવે છે; પણ મારા મનના વિચારો જે હું ઘણા કાળથી કર્યા કરૂં છું તે અત્યારે બહુ પ્રબળ થયા છે. હું જોઉં છું કે આપણે બધા અતિ જંજાળમા પડયા છીએ. આ દશા જેવી કુટુંબની છે તેવીજ દેશની જોઉં છું. ઘણા વિચારોમાથી હાલ જે ભાગ મનમા પ્રધાનપણે છે તે જ અહી મુકું છું. પોગી શરમે કે ખોટા મોહથી આપણા છોકરાઓને જલદી વગાવવા-પરણાવવાનો વિચાર કરીએ છીએ. તે ઉપાધિમા ગંઢડો પૈસા ગુમાવીએ છીએ, ને પછી વિધવાઓના મુખ જોયાં કરીએ છીએ. પરણવુંજ નહિ

આમ તો કમ કહુ ? પણ કાંઇક હદ તો બાંધીએ ? છોકરાઓ પરણાની તેઓને દુઃખી કરીએ છીએ. તેઓ પ્રજા ઉત્પન્ન કરી ઉપાધિમાં પડે છે. બાકી તો તે વિષય છે. એમાનું કાંઈ આપણે કરતા હોઇએ એવું જોવામા નથી આવતું. જો આ વાત બરાબર હોયતો આપણા છોકરાઓને આપણે આપણી જેમ (પેઠે) પરણાવી વિષયી બનાવીએ છીએ. આમ વિષયવૃક્ષ વધ્યાજ કરે છે. આને હું તો ધર્મ નથી કહેતો. જે મારા મનમાં આવે છે તે જ, જો કે નાનેરો ભાઇ છું તોપણ આપની મારફતે બધા કુટુંબની આગળ મુકું છું. એજ મારી તો કુટુબસેવા છે. અપરાધ થતો હોય તો ક્ષમા કરજો. ચૌદ વર્ષના અધ્યયન અને સાત વર્ષના વર્તનપછી આ વિચારો સમય વિચારી મુકું છુ.

લી. મ.........ના દંડવત.

---

૧૮

તારી તબીયતનો તાર મી. વેસ્ટે આજે મોકલ્યો છે. મારૂં હૈયું કોનગય છે, હું રડું છું; પણ તારી ચાકરી કરવા આવું એવી સ્થિતિ નથી. સત્યાગ્રહની લડતમાં મેં બધું અર્પણ કર્યું છે. મારાથી ત્યાં અવાયજ નહીં. દંડ આપું તોજ અવાય. દંડ તો ન જ અપાય. તું જરા હિંમત રાખે, રીતસર ખાય તો સારૂં થઇ રહેશે. છતાં મારે નસીબેથી તું જશેજ એમ હશે તો હું તને એટલું જ લખું છું કે તું વિયોગમાં પણ મારી હયાતીમાં જ ચાલી જાય તેમાં ખોટું નથી. મારૂં હેત તારી ઉપર એટલું છે કે તું ... મારે મન જીવશે. તારો આત્મા તો અમર છે.

કહું છું કે જો તારે જવું જ થશે તો હું તારી પાછળ બીજી અદ્દી કરવાનો નથી મેં તને કેટલીક વાર કહ્યુ પણ છે. તું ઇશ્વર ઉપર આસ્થા રાખી જીવ તજજે. તુ મરીશ તો તે પણ સત્યાગ્રહને જોગ છે મારી લડત તે માત્ર રાજ્યદ્વારી નથી તે લડત ધાર્મિક છે, એટલે અતિ ચોક્ખી છે તેમા મરવુ તોએ શુ અને જીવવુ તોએ શુ. તું પણ એમજ જાણી જરાએ ઓછુ નહિ લાવે એવી મારી ઉમેદ છે, એવુ તારી પાસેથી માગી લઉં છુ.



૧૯

ચિ .. મ... ..                                                    શનિવારે રાત્રે ૯ વાગ્યે.

એક પછી બીજુ એમ પુસ્તકો વાચતા છેવટે તમે અતર-વિચાર કરી શકશો દરેક પુસ્તકમા ખામી રહેલી છે, ખામી હોવીજ જોઇએ લખનારના પોતાના ચારિત્રની છાપ તેના લખાણમા પડયા વગર રહેજ નહિ એટલે માણુસ માત્રના લખાણમા ખામી રહેલી છે, તે કોરુ મગની માફક કાઢી સાર સારા ભાગ ગણવા,- એમ જ્યારે અતર-વિચારની ટેવ પડે ત્યારે બની શકે છે.

લી મ ના આશીર્વાદ.

---

૨૦

ચિ....મ.......                                                    રવિવાર-

આત્મા સિવાય બધુ ક્ષણભગુર છે એ વિચાર ઘડીએ ઘડીએ કરવો એટલુજ નહિ પણ તેને લગતા કાર્યમા સદાય પરાયણ રહેવુ.- જેમ જેમ વિચાર કરૂ છુ તેમ તેમ સત્યના તથા બ્રહ્મચર્યના મહિ-

આનો ખ્યાલ મને રમ્યા કરે છે બ્રહ્મચર્યનો તેમજ બીજી બધી નીતિનો સમાવેશ સત્યની અંદર થાય છે છતા બ્રહ્મચર્ય એ સત્યની સાથે બેસી શકે એવુ તેનુ મહત્વ છે, એમ મને થયાજ કરે છે એબન્ને વડે કોઇ પણ અડચણ દૂર થાય એમ મારો દૃઢ વિશ્વાસ છે ખરી અડચણો આપણા મનોવિકારની જ છે બાહ્ય સબંધ ઉપર સુખનો લેશમાત્ર આધાર ન રાખીએ તો લોકો શુ કહે છે તે વિચાર કરવાને બદલે આપણે શુ કરવુ ઘટે છે એજ વિચાર કરીશુ

:

.બી..મ.ના આશીર્વાદ.

---

૨૧

વિપદને સારૂ ધૈર્યના સિવાય બીજો ઇલાજ નથી. સાધન તો જે ટ્રાન્સવાલમા તે જ દેશમા એ વિષે મનમા શકા નથી, પણ ..નો કાગળ બતાવી આપે છે કે આપણે તૈયાર તો ફીનીક્સ જેવા સ્થળમા જ થઇ શકશુ સ્મશાનમા સુતા પણ નિડર રહેવુ એ કર્તવ્ય છે, પણ સ્મશાનમા સુવાનું શરૂ કરનાર માણસ સુતાજ ભયે મરી રહે એવો સભવ છે તેમ તમારૂ ને મારૂ હિદુસ્થાન હાલ સ્મશાન રૂપ છે, તેમા પથારી કરી મીરાબાઇનુ ભજન "બોલ મા બોલ મા" વિગેરેનુ કરી શકીએ એ તૈયારી અહી કરવી ઘટે છે—કરવી પડે છે. + + કોઇપણ પ્રકારે અને કોઇપણ કાળે મળતા મોતને વધાવી લેવા જેટલુ બળ મારામા આવશે એમ આભાસ આવ્યા કરે છે, તેવુ સર્વને આવે એવુ ઇચ્છુ છુ

---

૨૨

"તમે સહજ વિચાર કરો તો જોઈ શકો કે કોણ કોને કાઢે એ સવાલ ઉભો થતો જ નથી. જ્યારે ફીનીક્સની હાલત પુરી નબળી ત્યારે કાઢવા રાખવાપણું નહીં રહે; પણ જેને ખરો રંગ હશે તે જ રહેશે તે વેળા તો કોણ રહેશે એ સવાલ ઉઠવાનો છે. આજે પગાર નથી આપતા પણ ખોરાકી અપાય છે, તેમા પણ ઓછું કરી, કષ્ટ વેઠી, સુકી રોટી ખાઈ કોણ રહેશે એ જ સવાલ છે. + + + ફીનીક્સ પણ ફીનીક્સમા જ રહેશે એવું ક્યા છે? જ્યા ફીનીક્સનો હેતુ છે ત્યાં ફીનીક્સ છે. + + આપણે તૈયારી બધી હિંદને સારૂ કરીએ છીએ: + + મારો આત્મા તમે સમર્થ માનતા હો તેવો જ તમારો છે. આપણા આત્મા વિષે કંઈ ભેદ નથી; પણ તમારામા જેટલું અનાત્મપણું-ભીરૂતા-સંશય-અનિશ્ચય વિગેરે હોય તે કહાડી નાખો એટલે આપણે બને સરખા જ છીએ. તફાવત એજ રહ્યો છે કે મહા પ્રયાસે મે ઘણા મદ કહાડ્યા છે તેટલા અને તેથી વધારે તમે દૃઢતાપુર્વક સાહસ કરશો એટલે કહાડી શકશો."

---

૨૩

"હાલ તો એવું છે. દુનિઆ આખી મેં બનાવ્યું છે તેની વિરૂદ્ધ હોય તોપણ નિરાશા ઉપજે એમ નથી. આ મગરૂરીનું વચન નથી પણ સત્ય વચન છે. હિંદુસ્તાનને સારૂં કરવાનો આપણે મનોરથ નથી પણ આપણે સારા થવાનો મનોરથ છે. તે જ મનોરથ હોઈ શકે. બાકી બધુ ખોટું છે. જેણે આત્માને જાણ્યો નથી, તેણે કંઈ નથી જાણ્યુ. + + રાવણના ઉત્સાહનું અનુકરણ કરીને આપણે આત્મા ભણી વળીએ."

---

૨૪

"તમારી પ્રત્યેના અસંતોષ કે કટાક્ષથી જો તમે ખસવા ઇચ્છો તો ભેદ રાખ્યો ગણાય અને તેઓની પ્રત્યે ને તમારી પ્રત્યે મારી જે ફરજ હોય તેમા મને હરકત આવી પડે × × તમે ખસવાનો માર્ગ લ્યો તેમા તેમનું અકલ્યાણ જ થાય. આપણે મહા પ્રયાસમાં પડયા છીએ. તત્વજ્ઞાનની શોધ કરીએ છીએ"

---

૨૫

"ઇશ્વર પરમાત્મા છે. આત્મા છે તેનો મોક્ષ છે-પાપ-પુણ્ય છે. આ ભવે પણ મોક્ષ સંભવે. આટલું દૃઢ થઇ ગયા પછી આપણે સંશોધન કર્યા જ કરવાનુ છે. જે ચાલે છે તે ચાલે છે તેથી જ ઠીક છે, અથવા તો આપણા વડીલોએ કર્યું વાસ્તે અમુક બરોબર જ છે, એ માનવાનું રતીભાર કારણ નથી. એ આત્માની વિરોધી વાત છે. પ્રાચીન ઘણુંએ સરસ છે; પણ અગ્નિની પાછળ જેમ ધુમાડો છે, તેમ પ્રાચીન ઉત્તમતામા કનિષ્ટતા રહેલી છે. તેનું પૃથક્કરણ કરી આપણે તત્વ ખેંચવું તેમા જ્ઞાન રહેલું છે.

"કૃષ્ણ-પ્રસાદ પામવાનો એકજ સરળ રસ્તો છે; તે એ કે ધીમે ધીમે બુદ્ધિપૂર્વક સત્યાદિ ગુણોનુ સેવન કરવું ને બધા વિષયો-માથી રાગ કાઢીને એક જ રાગ રાખવો. × × શરીરાદિ જાય તેની ચિંતા નથી. જ્ઞાનરૂપી ચક્ષુ વાસનારૂપી કામડાને ખાઇ જાય તો પિયુજી મળે જ × × જે છોકરા માબાપને ભુલે તે પૃથ્વી પર કશું ન ઉજાળી શકે, એ હું માનનારો છું. તે વૃત્તિને કશો બાધ તમારા કે...ના વર્તનમાં જોતો નથી એટલે હું નિશ્ચિત છું ચં...ન વિષે લખે છે તે છાપ બધાની ઉપર પડેલી છે.

મૃગ છે. સીતાજી તેમાં લલચાયાં ત્યારે આપણું શું ગજું? જાહોજલાલી પશ્ચિમના સુધારાની બલિહારી છે. તે જાહોજલાલી જ્યારે આપણને મોહમા ન નાખે ત્યારે આપણે ઉગ્યા.

"પોતાની સ્ત્રીને વિષે વિષય પીવો તેનાથી મહાભારત કામ થોડાજ હશે. તમારૂં વલણ તે તરફ છે એટલે તમે પાર ઉતરશો જ. પ્રયત્ન કર્યાજ કરજો ને સફળ થાય તેવા સંજોગો લાવજો. એટલે રહેજે પાર ઉતરશો. મારા વિચારો તેવા બંધાયા પછી પ્રયત્ન કરના છતા રા. ને દે. ની પ્રાપ્તિ થઇ છે. મારી પ્રાથમિક નિષ્ફળતા ઉપરથી તમારે હિમત લેવાની છે. પુરૂષને સિંહની ઉપમા પણ કવિએ આપી છે. ઇન્દ્રિય વનના રાજા થઈ રહેવાનું સામર્થ્ય આપણને બધાને ચિંતવન કરતા આવી રહેશે"

---

૨૬

"સુદામાજીનું ચરિત્ર તો હું વાંચી ગયો હતો. તેની અને નરસિંહ મહેતાની ગરીબાઇની હરિફાઈ કરવાનો મને ઉત્સાહ આવ્યો અને છે. તે ઉપરથી મે લખ્યુ છે કે........નું જ્ઞાન તે શુષ્ક અને સુદામાજીનું તે ખરૂં અને અનુકરણીય + + શ્રીકૃષ્ણને હું પરમાત્મા તરીકે જાણું છું. તે શ્રીકૃષ્ણ અર્જુનના યારથી ને સુદામાજીના મિત્ર, નરસિંહ મહેતાના રણછોડ. તેના વિષે ટીકા કરવાનો મારા મનમા સ્વપ્ને પણ વિચાર ન હતો. મારા મનમા એવો ભાવ મારા કાગળ ઉપરથી આવ્યો તેટલો હું પાપી છુ. મારાથી એ વિષયમા એક અક્ષર કેમ પડયો રહ્યો એ વિચારી થરથરૂં છું. તમારો કાગળ આવ્યો ત્યારથીજ હું

ગભરાયેલો રહ્યો છું × X ×સુદામાજીની સ્ત્રીએ મહેણાં માર્યાં તે અલંકૃત ગણું છું; છતાં શબ્દેશબ્દ તેમ બોલી હોય તો નવાઇ કે વિરોધ નથી લાગતો. સ્ત્રી એમજ બોલે. સુદામાજીનો ઇરાદો બધું સહન કરવાનો રહે ત્યારે સ્ત્રી કહેશે એમ નહિ, શ્રીકૃષ્ણ સરખા સખા છે તેની મદદ કાં ન માગવી? આટલું તો ખરૂંજ કે સુદામાજી અતિ ગરીબ હતા ને તે સ્થિતિએ સંતોષી હતા; તેમજ પ્રૌઢ ભક્ત હતા. નરસિંહ મહેતાએ શ્રીકૃષ્ણનો સંગ જોયો છતાં તેણે પોતાની ગરીબ સ્થિતિમાંથી મુક્ત થવાનું ઇચ્છયુંજ નહિ."

---

૨૭

વકીલાત મારે ફરી ન કરવી પડે તેમાંજ ઠીક છે એમ બહુ ઇચ્છયા કરૂં છું. મારી હૈયાતીમા આપણે ફિનિક્સમાં સંપૂર્ણ ગરીબાઇ ભોગવીએ એમ હું પણ ઇચ્છું છું. તેવો વખત ઇશ્વર પાસે માગું છું પણ ચિન્હો બધાં વિપરીત જોઉં છું. + + આવતી કાલે પૈ નથી ને કેમ થશે, એવો અલભ્ય લાભ આપણને મળવાનો એમ થયા કરે છે. એ લાભ હું અલભ્ય ગણું છું, કેમકે તે સ્થિતિ દુનિયા મુખ્ય ભાગની છે, તે સ્થિતિ સુદામાદિની હતી ને હવે પછી હશે. તે વિના આત્મારામ ન જાણી શકાય એમ ચોકસ થયા કરે છે. એ આપણને જ્ઞાન થી મળ્યું પણ તે શુષ્ક જ્ઞાન એમ લાગે છે. ખરૂં તો નરસિંહ મહેતાએ ને સુદામાજીએ શીખવ્યું એમ દદરીતે લાગે છે. ઇન્દ્રિયોના ભોગ ભોગવી કહેવું કે હું નથી કરતો પણ ઇન્દ્રિયો પોતાનું કાર્ય કરે છે, હુ તો કૃષ્ણ છું, વગેરે વાક્યો તદન મિથ્યાવાદ જેવાં છે. જેણે તદન ઇન્દ્રિયદમન કર્યું છે

શરીરયાત્રાનેજ સારૂ જેની ઇન્દ્રિયો વ્યાપાર કરે છે, તેનાથી તે વાક્ય બોલી શકાય. આ હિસાબે આપણામાંથી એક પણ તે વાક્ય બોલવાને લાયક નથી ને જ્યાં લગી ગરીબાઈ આવે ત્યાંલગી તેવું આપણને મળવાનું નથી. રાજા વિગેરે ... પ્રતાપે રાજા થાય છે એવું માનવાનું કારણ નથી. કર્મના થાય છે એટલું જ કહેવાય; પણ તે પુણ્યકર્મ જ એમ કહેવું એ આત્માના ગુણ તપાસતા તદન ખોટું લાગે છે. આ વિચારો તમને બધાને ખરા લાગે ને તમે જે પ્રૌઢપદીનો હું ચિતાર આપું છું તે આપણે બધા ભોગવીએ એવું ઇચ્છશો તો એવો વખત ઇશ્વર વખતે આપે પણ ખરો."

---

૨૮

( ડાબા હાથથી લખેલો કાગળ ) ફીલડોનન કેસલ

ચિ. મણિલાલ.

તા. ૨૪-૧૧-૦૯

અત્યારે ૯।। રાતના વાગ્યા છે. કેપટાઉનથી હવે પાંચ દહાડાની મજલ છે. હું જમણે હાથે લખીને થાક્યો છું એટલે હવે તમારે ઉપર કાગળ ડાબે હાથે લખું છું. મારે પરબારૂં જેલ જવાનું થાય એવો સંભવ છે તેથી આ કાગળ લખું છું.

મારા જેલ જવાથી તમે તો રાજી જ થશો એમ માની લઉં છું કેમકે તમે સમજુ છો. લડતનું રહસ્ય એ છે કે આપણે જે જોઈ રાજી થવું ને રાજી રહેવું.

ફિનિક્સ વિષે તમે સવાલ પુછ્યો તે ઠીક કર્યું. આપ આત્માને કેમ શોધી શકીએ ને દેશસેવા કેમ કરી શકીએ એ જો

ારવું પડશે. ત્યારપછી ફિનિક્સ શું છે તે સમજાવી શકાય. .ત્માને શોધવા સારૂ પ્રથમ તો નીતિ દઢાવવી જોઇએ. નીતિ 'તે અભય, સત્ય, બ્રહ્મચર્ય વિગેરે ગુણોનું સંપાદન કરવું તે. .મ કરતા દેશસેવા તેની મેળે થઇ શકે છે. તે કરવામા ફિનિક્સ સહાયકારક છે. મારો વિચાર એવો છે કે શહેરોમા, જ્યા .મો બહુ સાંકડથી રહે છે ત્યા, જ્યાં ઘણી લાલચો રહેલી છે નીતિ મેળવવી બહુ કઠણ છે, તેથી જ્ઞાની પુરૂષોએ ફિનિક્સ ં એકાંત સ્થળ બતાવ્યુ છે. ખરી નિશાળ અનુભવ છે. જે .ભવ તમને ફિનિક્સમા મળ્યો તે બીજે ન મળતા. આત્માને ાના વિચાર પણ ત્યાં જ થઈ શક્યા. * * * *

---

કીલડોનન કેસલ,
બુધવાર.

૨૯

ચિ. રામદાસ.

+ + + તમારે સારૂ કંઇ જ નથી લાવ્યો. બાપુ ઉપર ગુસ્સો ન કરશો. મને કંઇ વસ્તુ પસંદ ન પડી. .ની વસ્તુઓ પસંદ ન પડે ત્યા શું કરવું? મને તો .ાનનું બધું પસંદ છે. યુરોપના લોકો ઠીક છે, તેઓની .ી ઠીક નથી.

× × ×

૩૦ ૧૯૬૬ના ફાગણ વદી ૭.

તમારો કાગળ મળ્યો. તમે જવાબ સમજી શકો તેથી તે પાછો છું.

તમે શંકાઓ ઉઠાવી છે તેનો ખુલાસો આપવા પ્રયત્ન પણ તેથી પુરી સમજ કદાચ નહિ પડે. જો સ્વરાજ્યનું ફરીથી એક બે વખત વાંચી જશો, તો જે ખુલાસા તમે છે તે તેમાંજ વખતે મળી આવશે

જેટલે સુધી આપણે સુધારો અંકણ કરી છે, તેટલે આપણે પાછા હઠવું પડશે તેમા શક નથી. આટલો ભાગ કઠન છે, પણ કરી છુટકો છે. આપણે ખોટે માર્ગે ચડ્યા પાછા ફર્યા વિના નથી ચાલતું. જે ભોગવીએ છીએ તે વીતરાગ થયે છુટકો છે. તેમ થતા પહેલા તેની તરફ આવવો ઘટે છે. જે કંઇ સાધનો ફાયદાકારક દેખાય તે તે ચાલતા નથી. તેમા દેખીતા ફાયદા કરતાં હાનિ વિશેષ છે એમ સાબીત થશે ત્યારે જ તે વસ્તુ છોડશે. મને તો લાગે છે કે ¹ કાગળો મોકલી શકીએ છીએ તેથી કંઇ ફાયદો થયો નથી. આપણે રેલ વિગેરે સાધનો જતા કરશું ત્યારે તેમા કાગળોની ખિમા નહી પડીએ. જેમા વસ્તુઓ દોષ નથી, તે ચીજનો અમે ઉપયોગ કરી શકાય. આપણે જેઓ સુધારામા ઘેરાયા છીએ, તે તેઓ ધમન ગુપી પોસ્ટ વિગેરેનો ઉપયોગ કરી શકીએ જ્ઞાનપૂર્વક ઉપયોગ કરતા તેમા ગાંડા નહીં બનીએ, અને વધારવાને બદલે દિવસે દિવસે ઘટાડશું. જો આમ સમજશે ગામડાઓમા પોસ્ટ કે રેલ નહીં હોય ત્યા લઈ જવાનો મો લાગે. સ્ટીમર વિગેરે પાખંડો એકાએક નહીં જાય ને બધા તજે, તેની દલીલથી તમારે ને મારે એવી રહી તેનો વધારવાની જરૂર નથી. એક માણસ પણ તેનો ઉપયોગ કરશે, અથવા તેમ કરતો બંધ થશે તો બીજા તે પ્રમાણે

¹ [illegible] for direct electors

શે. બીજા કરે અથવા નહીં પણ તેમ કરવું સારૂં છે તેણુ નાર તો કર્યેજ જશે. સત્ય ફેલાવવાની આ જ શૈલી છે. જગતમા જોઇ નથી.

પાર્લામેન્ટનો મોહ જવો એ કઠણ કામ છે. ચામડી ઉખેડતા, તો, નાક કાન કાપતા એ જંગલીપણું હતુ; પણ જંધીસખાન, વેન વિગેરેના જુલમ કરતાં પાર્લામેન્ટનો જુલમ વિશેષ છે. આપણે તેમા ભમીએ છીએ. આધુનિક જુલમ તે મોહજાળ તેથી તે વધારે ખરાબી કરે છે. એક માણસના સ્વતંત્ર જુલ- પહોચી શકાય, પણ લોકોને નામે લોકો ઉપર જુલમ થાય પહોચી વળવું બહુ મુસ્કેલ છે. બન્યું છે તો એવું કે અસલ ગડુ રાજા કેટલાક ડાહ્યા હતા તેમ નીકળી આવતા. એડવર્ડ નો રાજ્ય કરતા હોય તો ઠીકજ, પણ અગ્રેજ માત્ર તમારો રો રાજા છે. આ વાક્યનો અર્થ વિચારી જોજો. આમા ધાના મોહની વાત નથી સાધારણ બુદ્ધિ હિંદની તો એમજ છે કે પાર્લામેન્ટ તે પાખંડ છે. સુધારામા પડી અસાધારણ પાર્લામેન્ટમાં મોહ પામે છે.

પીંઢારાની આગળ દયા કામ ન કરે એ તો તમે આત્માના સત્ય ઉપર હાથ નાખ્યો, અથવા તમે તેના ગુણનો ઇન્કાર પતંજલી ભગવાને દયા આદિનું મહત્વ એવું બતાવ્યું છે તેનો વિચાર કરતા પણ રસના ઘુંટડા આવે છે. મૂળ વાત એ કે આપણામા બીકે ઘર કર્યું છે, તેથી સત્ય, દયા વિગેરે ગુણો ી શકતા નથી. તે પછી માનીએ છીએ કે દયા કંઇ ક્રુર મો ઉપર કામ કરતી નથી. દયા ખાય તેની ઉપર આપણે ખાઇએ એ તો દયા નથી પણ દયાનો બદલો છે.

આપણું રક્ષણ કોઈ મદદ કરે તોપણ આપણે નબળા ગણાઈએ અને પૈસા આપીને લઈએ તોપણ નબળા. પીંઢારા વિગેરેના ત્રાસથી છુટવાને જો આપણે સારૂ ત્રાહિત માણસની મદદ માગવી પડે તો આપણે સ્વરાજને લાયક નથી. જો શરીરબળથી તેઓને મ્હાત કરવા હશે તો તે શરીરબળ આપણે પોતે ખીલવવું પડશે. પછી કર આપવાની જરૂર નહિ જણાય. આ હદથી ધણીનું રક્ષણ માગે છે પણ તે અબળા જ ગણાય.

સ્વરાજ જે સમજે તેને માટે છે. તમે ને હું તો આજે જ ભોગવી શકીએ. તેમ બધાને શીખવું પડશે. કોઈનું અપાવેલું તે પરરાજ્ય છે. પછી અપાવનાર હિંદી હો કે અંગ્રેજ.

ગોરક્ષા પ્રચારિણી સભા તે ગોવધ પ્રચારિણી સભા કહીએ તે વાસ્તવિક ગણાય. તેનો હેતુ ગાયને છોડાવવી અથવા મુસલમાનો ઉપર દબાણ ચલાવી, બચાવ કરવાનો છે.

પૈસા આપી ગાયને છોડવવી તેમા તો બચાવ નથી; પણ કસાઈને કુડ કરતા શીખવવાનો રસ્તો છે. મુસલમાનો ઉપર દાબ કરતાં તેઓ વધારે વધ કરે, પણ જો તેઓને રીઝવીએ અથવા તો તેઓની સામે સત્યાગ્રહ ચલાવીએ તો તેઓ ગાયની રક્ષા કરે. આમ કરવાને સારૂ ગોરક્ષા પ્રચારિણી સભાની જરૂર ન હોય. તે સભા તો હિંદુને હિંદુપણું શીખવનારી હોવી જોઈએ.

બળદને ઓછું અનાજ આપી, પરોણા મારી, બહુ કામ લઈ, રીબાવીને મારવો તેના કરતા તો તલવારના એક ઝાટકાથી મારવો એ વધારે ઠીક છે. રામચંદ્રજી વિગેરેના દાખલા અક્ષરાર્થે લેતાં બહુ ગુંચવાડામાં પડવા જેવું છે. દશ મસ્તકવાળો ને વીશ ભુજાવાળો

remainder out: also at the time the Mukhiyas had to be selected the rolls for direct electors

રાવણ માણસના શરીરરૂપે હોવાનો સંભવ મને નથી લાગ્યો; પણ તેને મહાન વિષયી જડ પદાર્થ માની, રામચંદ્રજીરૂપી ચૈતન્યે તેનો નાશ કર્યો, એ અક્કલમાં ઉતરે તેવી વાત છે. મદ, મોહ,-મહા મમતારાજની,—તમપુંજને, દૂર કરનારા દીવાકરની સેના એવું રૂપ તુલસીદાસજીએ રામચંદ્રજીને આપ્યું છે. જ્યારે આપણામાં મદ, મોહ અને મમતા નહીં હોય ત્યારે તમને એમ જણાય છે કે કોઈ પણ શરીરનો નાશ કરવાનો અંકુશ જેટલો પણ આપણામા રહી શકે! જો ના કહો તો મદ, મોહ, મમતા રહિત રામચંદ્રજી, દયાના નિધિ રામચદ્રજી રાવણનો નાશ શી રીતે કરી શકે! છતા જ્યારે તેમની વિભૂતિને આપણે પામીશું, લક્ષ્મણજીની જેમ (પેઠે) ચૌદ વર્ષ નિદ્રા તજશું, બ્રહ્મચર્ય પાળશું, પછી જોઈ લઈશું કે શરીર બળનો ક્યાં ઉપયોગ જણાય છે.

પાય-નમનથી બધું પતે છે એમ કહેવા માગું છું. ટ્રાન્સવાલનો દાખલો ઠીક આપ્યો. ઉપરનો ભાવ છે, એમ મોઢેથી કહેવું બસ નથી. તે ભાવ કસોટીએ ચઢવો જોઈએ. હરિશ્ચંદ્રનું સત્ય સત્ય ઠર્યું તે પહેલાં કેટલા સંકટો વેઠવાં પડયાં તે વિચાર કરો. સુધન્વાની ભક્તિ ખરી ઠરી તેના પહેલાં તેને શું સહન કરવું પડયું તેનો ખ્યાલ કરો. એ બધી દંતકથા છે, એમ માની લેવાનું કંઈ કારણ નથી. નામ રૂપ જુદા હોવાનો સંભવ છે. જેણે એ કથાઓ રચી છે, તેણે અનુભવ આપેલો છે. ટ્રાન્સવાલમાં પણ જે લવારી ખાસ જેવા કરી રહ્યા છે, તેની કસોટી થાય છે. વળી એમ પણ સમજજો કે ઘણા જે સત્યાગ્રહી ગણાતા હતા તે નાટકી નીવડયા છે. હવે ખરા સત્યાગ્રહી કોને ગણવા? દયા વિગેરે ગુણ ધરાવનારને દુઃખ ન ભોગવવું પડે એવું ક્યાંયે નથી લખ્યું અને દુઃખ એટલે

ખોવાં ઘટે. વિલાયતી વૈદ્યથી રતિભાર પણ ફાયદો આપણને નથી થયો ને નથી થવાનો એ જાણી લેવાની જરૂર છે.

તમારી શંકાઓના જવાબ તો હવે થઇ રહ્યા. હિંદુસ્થાનના ઉદ્ધારનો ભાર નકામો માથે ન ઉંચકજો. તમારો પોતાનોજ ઉદ્ધાર કરજો. એટલો ભાર ઘણોજ છે બધું તમને પોતાનેજ લાગુ પાડજો. તમેજ હિંદુસ્તાન છો એમ જાણવામા આત્માની પ્રૌઢતા રહેલી છે. તમારે ઉદ્ધારે હિંદુસ્થાનનો ઉદ્ધાર છે. બાકી તો આળ-પંપાળ છે. તમને રસ લાગે તો મચ્યા રહેજો. બીજાની ફીકર તમારે ને મારે કરવાની જરૂર નથી રહેતી બીજાની ફીકર કરતા આપણે આપણું ભુલી જઈ બધું ખોઈશું. આ પરમાર્થ દૃષ્ટિએ વિચારજો. સ્વાર્થદૃષ્ટિએ નહીંજ. વિશેષ પુછવું ઘટે તો પુછજો.

લી. મ૦ ના યથાયોગ્ય.

---

૩૧ કારતક સુદ ૨ ૧૯૬૮.

ચિ. મ...

सियरामप्रेम पीयूषपूरण, होत जन्म न भरतको
मुनिमन अगम यम नियम शम दम, विषम व्रत आचरत को।
दुःखदाह दारिद दंभ दूषण सूयश मिसु अपहरत को।
कलीकाल तुलसीसे शठहि हठि राम सन्मुख करत को ॥

આ છંદ અયોધ્યાકાંડમા છેલ્લો છે, તે વિચારી જજો. મારા કાનમા તેના ભણકારાં વાગ્યા જ કરે છે. કલ્યુ કાળમા ભક્તિને પ્રધાનપદ મળ્યું છે. તે ભક્તિ કરવાને સારૂ પણ યમ નિયમા હિતો

vince, separate electorates for the Depressed Classes, it would be necessary to form separate Hindu, Moslem or Depressed Class primary

ing authority as a circle officer, b such as municipal be used wherever

જોઇએ જ. તેમાં આપણી કેળવણી જડ છે. તે વિનાની બધી હુશિયારી તે ફોકટ છે, એમ હું તો ક્ષણે ક્ષણે જોઉં છું. બીજો આશીર્વાદ તમને શો આપું?

લી. મ...ના આશીર્વાદ

---

૩૨ જેઠ વદ ૧૪. ૧૯૬૫.

ચિ. જે....

સર્પના દંશ ઉપર તમે કેટલાક સવાલો પુછ્યા છે ને બીજાના અનુભવ આપ્યા છે. આ વિષે હું જે કંઈ લખું તે અનુમાનિક સમજવું; અનુભાવિક કંઈ નથી. તમને જે દાખલાઓ હાથ લાગ્યા છે તે ઉપર બહુ ધ્યાન દેવાતું નથી. માણસો મુએ છે, તેમાં કંઇ હોવાનો સંભવ છે. પણ ઘણી વેળા ઢોંગ બહુ હોય છે. સર્પ અને વિંછુના ઉતારનું પણ એમજ માનું છું, કંઇક તેમાં હોય એમ બને, પણ આ શોધમાં પડવા જેવું નથી. આપણે જે પ્રવૃત્તિ રાખવાની છે તે માત્ર આત્મિક છે. બધું—આરોગ્યતા પણ તેને આધીન છે. એટલું ચોક્કસ છે કે જે આત્માની શોધમાં છે તેને બધુ તેની મેળે મળી રહે છે.

ઉનના કપડાં ઘણા માણસો બારે માસ પહેરે છે. પણ "નોન કન્ડકટર" હોવા છતાં ઉનાળામાં પહેરવા એ અહિતકર છે, કેમકે તેથી શરીર નાજુક થાય છે. શરીરને સમશીતોષ્ણ રાખવાને અર્થે એવું ઘડવું જોઇએ કે તાઢને તડકો બન્ને ખમી શકાય.

ઈશ્વર છે ને નથી. તેના મૂળ અર્થે નથી. મોક્ષ પામેલો આત્મા ઈશ્વર છે, એટલે તેને સંપૂર્ણ જ્ઞાન છે. ભક્તિનો ખરો અર્થ તો

at the time the Mukhiyas had to be ... but also
selected the rolls for direct electors

આત્માની શોધ એ છે. જ્યારે આત્મા પોતાને ઓળખે છે ત્યારે ભક્તિ મટી જ્ઞાન પ્રકટ થાય છે.

નરસિંહ આદિએ એવા આત્માની ભક્તિ કરી.

કૃષ્ણ, રામ, વિ અવતાર હતા, પણ તેવા ઘણા પુન્યે આપણે પણ થઇ શકીએ મોક્ષ પામવાની તૈયારી ઉપરના આત્મા અવતાર રૂપે છે. તેઓને વિષે તેજ જન્મમા સંપુર્ણતા માની લેવાનું કારણ નથી

કૃષ્ણ, રામ, બુદ્ધ, જીસસ વિ મા કોણ મોટુ તે કહેવું મુશ્કેલ છે બધાના કાર્ય જુદા, જુદે વખતે, ને જુદા સમયને લઇને કહેતા ચારિત્રનોજ વિચાર કરતા વખતે બુદ્ધ ચડી જાય પણ કેમ કહેવાય? તેઓના વર્ણન ભક્તોએ ઠીક લાગ્યા તેમ કર્યા છે. કૃષ્ણને વિષે પુર્ણ કળા વૈષ્ણવોએ માની છે, ને માનવીજ જોઇએ. તે વિના અનન્ય ભક્તિ ન ઉપજે ખ્રીસ્તિ જીસસને વિષે એવું માને છે હિંદુસ્થાનમા કૃષ્ણ છેલા તેથી તેમનો મહીમા વિશેષ છે.

ઈશ્વર નથી એમ કહેનારા અવળે રસ્તે ચડે, કેમકે તેઓએ આત્મા નથી એમ કહેવું પડશે અવતારની જરૂર છે ને સદાય રહેવાનીજ. જ્યારે લોકોમા અત્યન્ત નિરાશા પેદા થાય અને અનીતિ ફેલાય ત્યારેજ અવતાર મનાય ઘણા દુષ્ટ લોકોમા કેટલાક સાધારણ નીતિ જાળવનારા પોતાને નાશ મદદ ઇચ્છે છે તેવે સમયે જે બળવાન નીતિવાળો છે, ને દબાવી દબાતો નથી પણ દુષ્ટ તેનાથી દબાય છે, તે અવતાર રૂપે તેના મરણ પછી કે જીવતાજ મનાય છે. ઘણે ભાગે તે પોતે અવતાર છે એમ જન્મથીજ માને છે એમ નથી બનવા જોગ.

Depressed Classes it would be sary to form separate Hindu lem or Depressed Class

uthority le officer municipal

ધર્મોની સરખામણી કરવાની જરૂર નથી. આપણા ધર્મને પ્રૌઢ
સમજી બીજા સમજવા. સાધારણ રીતે સરખામણી કરવામા દયાધર્મ
તે માપ છે, જેમા દયાનો અવકાશ વિશેષ છે ત્યા ધર્મ વિશેષ છે
" દયા ધર્મકા મૂલ હૈ " વિ એ સહુને સમજાવવાનુ સહેલુ
સૂત્ર છે " બ્રહ્મ સત્ય જગન્મિથ્યા " એ, બીજુ સૂત્ર છે બધાને
ભાવી જાય એવુ એજ સૂત્ર ન હોય પણ આત્માર્થીને યોગ્ય
કાળે યોગ્ય વચન મ્હોઢે ચઢી આવે છે એમ લાગે છે

જ્ઞાતિભેદની જરૂર છે ને નથી બળાત્કારે રાખવામા આવે એ
તેની જરૂર નથી પેરીઆને ઉત્તેજન આપ્યુ તે ગા ઠુ
પગલુ સ્તુત્ય હતુ

હકીકતમા જેટલા માણસ તેટલા ધર્મ છે માણસ જુદા છે
ત્યા સુધી ધર્મ જુદાજ રહેશે જે માણસ પોતાના આત્માની
બીજાના આત્મા સાથે ઐક્યતા જોશે તે ધર્મમા પણ ઐક્ય જોશે

આત્મા જ્યારે શરીરબંધનમાથી છુટે ત્યારે મોક્ષ પામ્યો
ગણાય મોક્ષદશામા કેવી સ્થિતિ વર્તે છે તે ઇન્દ્રિયગમ્ય નથી.
માત્ર અનુભવાય તેવી વસ્તુ છે ભુતાદિ યોની એટલે દુષ્ટ યોની
છે, અને દુષ્ટ કાર્ય કરનારા તે યોનીમા જાય છે

દુગ્ધોપચારની ચોપડી ઉપર નજર ફરી ગયો છુ મને ઠીક
નથી લાગી પણ મારી દશાજ એવી છે કોઈ માસમા શરીરને સરસ
કરનાગ ભારે ગુણ સાબીત કરે તોપણ તે ત્યાજ્ય છે એમ
દુધ વિષે મને છે તે માસનુ જ રૂપ છે, ને માણસને તે ખાવાનો
અધિકાર નથી બચ્ચુ માનુ દુધ પીએ છે તેથી માણસે ગાયનુ
દુધ પીવુ એ તો અજ્ઞાનની સીમા છે ।

લી મ ના આશીર્વાદ

but also
at the time the Mukhiyas had to be
selected the rolls for direct electors

ચિ. જ. ફાગણ સુદ ૬, ૧૯૬૯.

બ્રાહ્મણોને માન આપવામા આપણી અંતરદશા પવિત્ર રાખવાની છે. તેઓના પ્રત્યે કટાક્ષ નથી કરવાની. જેમ ખાનદાન કુટુંબનો માણસ હોય તેને જોઇને આપણને દયા ઉપજે ને તેની તરફ માન પણ ઉપજે તેમ વેશ્યાના પુત્રને સારૂ સ્વભાવિક રીતે આપણને માન ન હોય, પણ મારા કહેવાનો ભાવાર્થ એવો નથી, કે બ્રાહ્મણોના દુરાચારને ટેકો આપવો. તેઓ નકામી ભીખ-માગવા નીકળે ત્યારે તમે અભ્યાસમાથી ઉઠી ચપટી લોટ આપો તો અભ્યાસ ગુમાવો. એમાં બ્રાહ્મણોને માન આપ્યુ હું ન ગણું, પણ તમારી ભીરૂતા અથવા અવિચાર.

હુ નિશાળની કેળવણી ી વિરૂદ્ધ નથી, પણ છાપની વિરૂદ્ધ છુ. હાલની નિશાળમા એક બાધ માસ્તરો નીતિવાન નહિ, ને છોકરાઓ તેનાથી અળગા રહે એ બીજો બાધ. કેટલાક વિષયોમા નકામો વખત જાય છે એ ત્રીજો બાધ. અને એ નિશાળો ઘણી વેળા આપણી બેડીની નિશાનીરૂપ હોય છે એ ચોથો બાધ

તમે દુધ દહીંને તજો નહીં એ ઠીક છે, પણ તેને પ્રધાનપદ ન આપજો. લી. મ ...ના આશીર્વાદ.

---

૩૪

ચિ. દે ફાગણ સુદ ૮ ૧૯૭૦

તમે અક્ષર સુધારજો......ની તબીયત હાલ તો બહુ બગડી છે. તે અને હું એમજ માનીએ છીએ કે દાકતરી દવાની અસર તેની ઉપર ઘણી માઠી થઈ ગઇ છે. તેણેજ ઇચ્છા બતાવી કે દાક-

આપણાં શાસ્ત્રો બધાં વિચારપૂર્વક ને જ્ઞાનપૂર્વક લખાયાં છે એમ માની લેવાનું કારણ નથી—એ પણ શાસ્ત્ર છે. જેમા શુદ્ધ જ્ઞાન છે એજ શાસ્ત્ર છે એમ અર્થ કરીએ તો પછી કહી શકાય કે બધા શાસ્ત્રો જ્ઞાનપૂર્વક લખાયા છે. એ વિચારપ્રમાણે જેમાં નર-મેધાદિની વાતો આવે છે તેને અજ્ઞાન માનવુ. તે વાત શુદ્ધ શાસ્ત્રોમા પાછળથી પણ આવી હોય. આ શોધખોળ કરવાની આ-ત્માર્થીને જરૂર નથી. તે ઇતિહાસ જાણનારને કામની વસ્તુ છે. આપણે દરેક લખાણુ કે બોલમાથી તત્ત્વ ગ્રહણ કરવાનુ છે. બધા શાસ્ત્રોને શાસ્ત્રો માની તેમાના અનર્થને અર્થ કહી બેસાડવાની ભાંજગડમા આપણે પડીએ શાના ? હિન્દુસ્થાનમા તેમજ બીજી જગ્યાએ જ્ઞાન ને અજ્ઞાનની જોડી સાથે રહેલી છે એટલે કાળીને ભોગ વિ. અન્યાયો આપણા ધર્મને નામે ચાલતા જોઇએ છીએ. તે દૂર કરવાની ખટપટમા પણ આપણે પડી ન શકીએ. આપણું પહેલું સૂત્ર એ છે કે, આત્માને જાણવો. એ પાઠ ભણ્યા, જાણ્યા પછી બધુ પોતાના મેળે ઉકેલીને સમજી શકાશે.

વિભીષણે નિઃસ્વાર્થ બુદ્ધિથી પ્રભુ રામચન્દ્રજીને મળ્યા હોય એ તદ્દન વાસ્તવિક હતું. સગા ભાઇનો પણ દોષ પ્રભુથી કોણ છુપાવે! અને ભાઇનો અનર્થ દુર કરવા પ્રભુની સહાય પણ મગાય.

ભાગવતનો શ્લોક તમે ટાંકયો. તેના શબ્દાર્થને વળગાય તેમ નથી. કૃષ્ણની લીલા કૃષ્ણજ જાણે તે કામનાવાળા થઇને કામ કરે તોપણ આપણે સ્થુલ પ્રાણીથી તેમ ન થાય. તેની પ્રભુતા તેને ભલે આપે તે આપણાથી ન લેવાય બાકી તો કૃષ્ણને વિષે ભાસ્ત્ર.

Depressed Classes it sary to form lem or Depressed

as a circle such as be used

તને લખનારે પોતાના જ્ઞાનની હદ પ્રમાણે લખ્યું. ખરા કૃષ્ણને કોઇ જાણતુ નથી.

લી. મ ..ના આશીર્વાદ.

---

અષાડ વદ. ૧, ૧૯૬૯

ચિ. જ...

૩૬

આપણા જેવા ઉપર અયોગ્ય ખોરાકની અસર તુરત થાય છે, તેનું કારણ તમે બરાબર જણાવ્યું છે. બુદ્ધે ભિક્ષામા મળેલું માસ ભક્ષણ કર્યું તેરોજ દેહ પડયો.

આઇઝાક ન્યુટનની શોધ વિષેના તમારા વિચાર બરોબર છે. હમણા જ પ્રખ્યાત શાસ્ત્ર વે ...એ તે જ વિચાર બતાવ્યો છે. તે કહે છે કે આ બધી શોધોથી લોકોની નીતિ એક અંશે પણ ચઢી નથી.

દુધ વિષે કોઇએ નહી જ વિચાર્યું હોય એમ માની લેવાનું કારણ નથી. દુધ વિના ચલાવી લેનારા ઘણા માણસો પડમા હશે એમ માનું છું; પણ હું કહી ગયો છું કે કોઇ મહાપુરૂષે હિન્દુસ્થાનમા માંસ છોડાવ્યુ એ એટલો બધો મહત્વનો ફેરફાર હતો, કે દુધ વિષે વિચાર કરનાર કે લખનાર જોવામા નથી આવ્યો. પણ તે આપણા અજ્ઞાનને લીધે છે. આપણે બધું વાચ્યુ નથી. બધાને જોયા નથી. એક જ ધોરણ ઉત્તમ છે. ભુતમા વિચાર થયો હોય કે ન થયો હોય પણ તે બુદ્ધિને ઠીક લાગે છે કે કેમ ? વળી દુધને તજવામાં કોઇને પાપ બનાવ્યું કે માન્યું નથી......

લી મ .....ના આશીર્વાદ.

• •

---

cut also
at the time the Mukhiyas had to be
selected the rolls for direct electors

'પવિત્ર મનાતાં તીર્થોમાં તેવને ત્યાજ્ય ગણી ઘીને પવિત્ર માને છે, તેનું કારણ મેં જે અનુમાન બતાવ્યું છે તે લાગુ પડે છે. હિન્દુસ્થાન જ્યારે માસાહારી જ હતો અને કોઈએ ઘણાને નિર્માંસાહારી બનાવ્યા ત્યારે ઘીને અતિ પવિત્ર બનાવ્યું. એટલે - આપણે આપણા ખોરાકમા અનહદ ઘી વાપરીએ છીએ. જેમ વધારે વધારે ઘી તેમ સરસ રસોઇ ગણાય. તેથી બીજું શું અંધાઈ ? છતા એમજ મનાય છે. આમ હોવાથીં પવિત્ર સ્થાનકોમા પણ ઘીને ઉચ્ચ પદ આપ્યું. ફેરફાર કરનારે ધારી લીધું કે લોકો ઘી ખુબ લેશે તો માંસની હાજત તેઓને બહુ નહિ પડે. આવા પ્રકારના હેતુએ ઇગ્લાંડના વેજીટેરીઅન પણ ઈંડા વાપરે છે. તેઓ બનાવે તેમાનાં ચોડા જ પકવાનમાં ઈંડા નહિ આવતા હોય. ઈંડાને તેઓએ લગભગ પવિત્ર સ્થાન આપી દીધું છે.

સ્વાદને જીતવા બાબત તમે જે શ્લોક ટાંકયો તે તો મેં જોયો હતો. છતાં મારી ટીકા લાગુ પડે છે. એક શ્લોકથી કંઇ અસર ના થાય. તે વિષય ઉપર તેઓએ ભાર નથી દીધો. જો દીધો જ હોત તો હવેલીમા દરેક બહાને મિષ્ટાન્ન ભોજન નહીં હોત, દરેક વારપરબે ઘી ગોળનાં સીધાં આપવાનું નહીં હોત, બ્રહ્મભોજન પણ નહીં હોત; અને હાલ ઋષિઓ કે સાધુઓ પણ સ્વાદેન્દ્રિયને જીતતા નથી. પણ તેનાથી જીતાયેલા જોવામા આવે છે. આ વાત બહુ વિસ્તારવાળી છે. એમ કહેવા ખાતર આવું બોલીએ તો પાપી બનીએ. પણ આપણો ને પારકાનો ઉપકાર એજ જયા મુખ્ય વાત

શાસ્ત્રવિહિત કર્મ ન કરવા; તે કરવાં એટલું બસ નથી. તેનો ગુઢ અર્થ સમજી, તેનો હેતુ સમજી તેથી આગળ જવું એમ અર્થ છે. જે માણસ વિહિત કર્મને છોડી શુષ્ક બ્રહ્મવાદી બને તે તો "અતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ" થાય. તેણે શાસ્ત્રરૂપી ટેકો ખોયો અને જ્ઞાનરૂપી પાયો રચાયો નથી એટલે તે પડવાનો જ; તેથી ગેલેશીઅન્સને સેન્ટપોલે કહ્યું "તમે લોકો શાસ્ત્રપ્રમાણે કર્મ તો કરજો જ પણ જીસસની ઉપર શ્રદ્ધા રાખી તેના શિક્ષણને નહિ અનુસરો તો શાપિત રહેશો." એજ ભાવાર્થ બોન્ડ મેઇડ ને ફ્રી વુમનના સબંધમાં છે. બૉન્ડ એટલે બંધન, શાસ્ત્રને સ્થુળ માતાની ઉપમા આપી છે અને કહ્યું છે કે તે તો ગુલામી દરજ્જાની છે તેથી તેની પ્રજા પણ ગુલામજ થાય.

શ્રદ્ધા એટલે ભક્તિને દિવ્ય માતાની ઉપમા આપી છે; અને દિવ્ય માતાની પ્રજા દેવરૂપ થાય. આ ભાવાર્થ સમજી આગળ પાછળનાં વાક્યો વિચારી બરોબર સમજ પડી છે કે નહિ તે મને લખજો. પહેલા કોરીન્થીઅનના ૧૫મા પ્રકરણના ૫૬મા શ્લોકનો અર્થ એ છે કે, પાપ એ મોતનો ડંખ છે, એટલે કે પાપી મનુષ્યનેજ મોત એ ડંખરૂપ છે. પુણ્યશાળીને મોક્ષનું સાધન છે, અને શાસ્ત્રના શુષ્ક જ્ઞાનમાં પાપનું બળ રહેલું છે એ બીજા વાક્યનો અર્થ છે. આ આપણે ડગલે ડગલે જોઇએ છીએ. શાસ્ત્રને નામે સેંકડો પાપ થાય છે. પાંચમા રોમન્સના ૨૦મા શ્લોકનો અર્થ તો સહેલો છે. વળી શાસ્ત્ર પ્રસર્યું અને ગુન્હા વધ્યા. જ્યારે જ્યારે પાપનો પુંજ મોટો થયો ત્યારે ત્યારે ઇશ્વરની મ્હેર પણ વધી; એટલે કે એને કળીકાળને સમયે પણ શુષ્કજ્ઞાનના બંધનમાંથી

... the time the Makhiras had to be selected the rolls for direct electors "oo"

છુટનાર માણસો મળી આવ્યા, અને તેઓએ ભક્તિમાર્ગ બતાવી શાસ્ત્રનો ગુઢાર્થ શીખવ્યો એ ઇશ્વરની મ્હેર. જોનના ૧૫મા પ્રકરણના ત્રીજા શ્લોકનો અર્થ નીચે મુજબ છે. " જે વચન મેં તમને કહ્યા છે, તે વચનવડે એટલે તે પ્રમાણે ચાલવાથી તમે વિશુદ્ધ થશો. are એ ભવિષ્ય સંજ્ઞાવાચક છે એમ સમજવું અને through નો અર્થ ' પ્રમાણે ચાલવાથી,' એમ કરવો."

જીંદગીમા સુધારારૂપ ફેરફાર કરવા પહેલા વિચાર કરજો. પણ ફેરફાર કર્યા પછી તેને જળોની માફક વળગી રહો એમ ઇચ્છું છું. મી. કે. ના ગુણની ઉપર આશક રહેજો. તેમની નબળાઇ જોવામા આવે તે સમજી દૂર રહેજો. તમે નવો ફેરફાર કર્યો છે તે વિચારપૂર્વક નથી થયો. જેટલા ફેરફાર મી. કે. કરે તે કરવા તમે બધાએલા નથી. તમને પોતાને સ્વતંત્ર વિચાર કરતા અને તેને વળગી રહેતા આવડવું જોઇશે. તેમ કરવામા કોઇ વેળા ભુલ પણ થશે તેની ફીકર નહિ, નિર્મળ ચિત્તથી ખુબ વિચાર્યા પછી મોટા વિચારોની સામે થવાનો પણ તમને અધિકાર છે, અને જ્યા તેમ કરવાથી નીતિ જોવામા આવે ત્યાં સામે થવું એ તમારી ફરજ છે. તમે મોક્ષનું તત્વ સમજો અને મોક્ષેચ્છુ થાવ એ મારી તીવ્ર આશા છે, અને તે જ્યાસુધી તમારામા સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ આને દ્રઢતા નહિ આવે ત્યા લગી કદી બનશે નહિ. હાલ તો તમારી દશા વેલડીના જેવી છે, વેલડી જે ઝાડ ઉપર ચઢે છે, તેનુ રૂપ પકડે છે, અને એ દશા આત્માની નથી. આત્મા તો સ્વતંત્ર છે અને મૂળ રૂપે સર્વશક્તિમાન છે.

૪૫

ભાદરવા સુદ ૯

ચિ. મણિલાલ,

ડેવિડના સામ સમજવા યોગ્ય છે. તેમા તેણે દુષ્ટોનું નિકંદન કરવાનું ઇચ્છયુ છે એમા રહસ્ય એ છે કે તેનાથી ખરાબ સહન થઇ શકતું નથી એજ વિચાર રામાયણમા છે. રાક્ષસોનો સંહાર દેવતાઓએ અને મનુષ્યોએ પણ માગ્યો છે. 'જયરામ રમારમની' સ્તુતિમા પણ એજ ભાવના છે. તેનો આધ્યાત્મિક અર્થ એ છે કે ડેવીડ (અર્જુન-દૈવી સંપત્તિ) તેના શત્રુ (દુર્યોધનાદિ-આસુરી સંપત્તિ) નો નાશ ઇચ્છે છે આ સાત્વિક વૃત્તિ છે; ને તે દશા ભક્તિભાવમા વર્તે છે. જ્યારે જ્ઞાન દશા ઉત્પન્ન થાય છે ત્યારે બને પ્રવૃત્તિઓ દબાઈ જાય છે, ને માત્ર શુદ્ધભાવ-કેવળ જ્ઞાન-વર્તે છે. એ દશાનું વર્ણન ઘણુ કરીને બાઇબલમા નહિ આવે ડેવીડ દોષવાન છતા ભક્ત હતો, ને સામમાં તેના ઉદ્ગારો છે. તેની ભાષા સરળ છે ને ઈશ્વરની પાસે મહાન છતા દીન બનીને રહે છે અને પોતાને તૃણવત ગણે છે

---

૪૬

ચિ. મણિલાલ.

હું એક પણ પગલું ઉતાવળું નથી ભરવાનો. વિચારો તો આવવાજ જોઇએ. મારા વર્તનમા મહાન ફેરફારો થવા જ જોઇએ. પણ તમારે ગભરાવુ પડે તેવું પગલુ હુ નહી ભરૂં. તમારે નિરાશ નહિ થવું એ તમારૂં કર્તવ્ય છે. મહા પ્રયત્નથી જ ચઢી શકશો.

જ્યારે તમે ચઢશો ત્યારે એવી ઉજ્જ્વળતા પામશો કે તેની હદ ન

. e the Mukhisns had to be
selected the rolls for direct electors

આધી શકાય. સાહસ મોટું છે.જ ને કરવાને તમે સમર્થ છો કેમકે આત્મા માત્રના ગુણ-સરખા છે. આવરણો છે તેને ઉખેડો એટલે તમારી શકિત તમેજ જોઇ શકશો. તેની ચાવી યમ નિયમ છે. યમ નિયમ વિષે હવે પછી લખવા ધારૂ છું ××× જે વાચો તે ખુબ વિચારજો વિચાર વિના એકપણ બોલ ન બોલજો, એક પણ શબ્દ ન લખજો, ને એક પણ કાર્ય ન કરજો.

---

• ૪૭

સપ્ટેમ્બર ૧૮ ૧૯૧૪ બુધવાર

ચિ. મણિલાલ,

• • આ દિ બધા સોમવારે ઘણી હિંમતથી ચઢયા છે. • • તમોગુણ સિવાય રજોગુણ ને સત્વગુણ. તમોગુણથી માણસ અધ અજ્ઞાન ને એદી રહે છે. રજોગુણથી માણસ અવિચારી અને માહસી તથા દુન્યવી કાર્યોમા ઉત્સાહી રહે છે. યુરોપની પ્રજામા રજોગુણ પ્રધાન છે. આપણી પણ ઘણી પ્રકૃત્તિ રજોગુણવાળી છે સત્વગુણવાળા શાત, ઠરેલ ને વિચારવાન હોય છે દુનીયાની ધમાલમા પડતા નથી, ને હમેના મન ઇશ્વરને વિશે રાખે છે. આ સાત્વિક વૃત્તિને Soothfastness કહી છે તે બરાબર છે.' Soothfast એટલે શાત. ness લાગવાથી નામ થયું, તે શાન્તિ શાન્ત વૃતિમાજ આત્મદર્શન થઇ શકે, અને જે વૃત્તિથી આત્મદર્શન થવા સભવ રહે તે વૃતિ સાત્વિકી પરમાત્મા ત્રિગુણાતીત રૂપે તો કાઇ પ્રવૃત્તિ સારી કે માઠી નથી કરતો, પણ માત્ર ચૈતન્ય રૂપે રહે છે. તેણે ત્રણ ગુણને અતીત કર્યા છે, પણ જ્યારે અર્જુનને જ્ઞાન આપવા રૂપી પ્રવૃત્તિ આચરે ત્યારે તે સાત્વિક વૃતિ '

છે; અને પ્રવૃત્તિ માત્ર ઉપાધિ છે, તેથી તેને સત્વગુણની ઉપાધિવાળું રૂપ કહ્યું. મન ખુબ સ્થિર રાખજો.

---

૪૮

ચિ. મણિલાલ, ગુરૂવાર.

• • • આ વગેરે વોકસરસમાં પકડાયાં છે ગઈ કાલે કોર્ટમાં રજુ થવાનાં હતાં, પણ શું થયું તેના તારની રાહ જોઉં છું. તે ખબર તમને આપવા હતા પણ મળ્યા નથી તમે જેમ નિરાશ થશો તેમ હું વધારે દુઃખી થઇશ. તમને વચન આપ્યું છે તેમાંથી હું ખસ્યો નથી. મેં મહત્વનો ફેરફાર કર્યો નથી. હું કંઈ આત્માને પ્રસન્ન કરીને દુઃખી થાઉં નહિ. મતોથી દુઃખી નથી થતો, સુખી થાઉં છું. તેમાં તમારે પીડા કરવી એ અજ્ઞાન છે. મને દુઃખ તો તમારાં દુર્વર્તનથી જ થાય. મારો સુખદુઃખનો આધાર તમારા વર્તન ઉપર જ રહ્યો છે. હું શું કરૂં છું તેનો વિચાર કરવાથી તમો મારૂં દુઃખ નહિ હરો. તમારે શું કરવું જોઇએ તે વિચાર્યાથી તમે મને સુખી કરી શકશો.

---

૪૯

ઇ. સ. ૧૯૧૪.

ડંડીની જેલમાં. મંગળવાર.

"નવ માસની જેલ થઇ છે. ને બીજે એ ઠેકાણે ૭ ૭ માસની થાય તો ૨૧ માસ થાય; ને હું તો સર્વથી ભાગ્યશાળી નીવડું. વેશ બદલ્યા વિના જેલ મળી શકે એ ઓછી ઉપાધિ. હડતાળ પડ્યા પછી આજે મને પહેલી ફુરસદ મળી. • • • •

the Mukhiyas had to be selected the rolls for direct electors

જેલ એ આપણુને સહેવ થઇ પડી છે. છતાં મારે હવે જેલમાં જતા અચકાવુ ન જોઇએ એમ લાગ્યું. આજના કેસમા કાયદાની બારીઓ પુષ્કળ હતી પણ તે બારીનો લાભ કેમ લેવાય. એ તો મોહ થયો હુ બહાર હોઉં તો વધારે કામ કરાય એવુ અભિમાન થાય એથી ચુસ્ત રહ્યો છુ.

---

. - ૫૦

ભાઈશ્રી, ગ ... માગસર સુદ ૮

તમારો કાગળ મળ્યો તમારા કાગળ ઉપરથી હુ સમજ્યુ છું. તમારી ઇચ્છા મા મર્મ કર્વાની છે એ વિચાર સરસ છે હુ તમને ઉત્તેજન આપીશ પણ તમારાથી તે જીદગી જીરવી શકાશે એ વિષે મને શક છે ત્યા રહી (૧) બ્રહ્મચર્ય-પાળવુ જોઇએ (૨) સુક્ષ્મ સત્યવ્રત પાળવુ જોઇએ (૩) કામ મુખ્યત્વે અંગનું સમજવુ એટલે કોદાળી પાવડાનુ. (૪) અક્ષરજ્ઞાન વધાર્વાનો હેતુ હોય તો તે ભુલી જવો સહેજે અને જરૂર પડે વધે તે ભલે. (૫) અક્ષરજ્ઞાન કરતા ચારીત્ર દઢાવવું એ આપણુ કર્તવ્ય છે, એમ મન સાથે નિશ્ચય કરવો (૬) ન્યાતના કે કુટુબના અન્યાયની સામે નિર્ભયપણે થવાનો વિચાર રાખવો, (૭) ચોકખી ગરીબાઇ ધારણ કરવી.

આ બધુ તમારાથી થઈ શકે અથવા તમારે તે કરવાની ઇચ્છા હોય તો જ ... મા આવવાનો વિચાર કરવો ત્યા જીદગી દિવસે દિવસે કઠણ થશે એમ માનવુ ને કઠણ થાય એ ..

જો તમારો વિચાર માર્ચ મહીનામાં આવવાનો થાય તો ઉપરના વિચારો ખીલવજો. કાગળ લખ્યા કરજો.

---

૫૧

ભાઇશ્રી રા... મહા વદ ૨

તમારો કાગળ મળ્યો

માણસ સૂળીએ બેઠો પણ પોતાના મન જાળવી શકે છે. એ વેળા એ જાળવાય એજ ખરૂં મન છે. જો નીતિ એ આપણને સ્વાભાવિક થઇ પડે, આપણા હાડમાંસરૂ કરે, તો તે જળવાય જ, અને તેટલે દરેકજણે તેને કેળવવી એ આપણું બધાનું કર્તવ્ય છે. તમારી સારી ઇચ્છા હશો એવું ઇચ્છું છું.

---

૫૨

ભાઇશ્રી રા... ફાગણ સુદ ૨

તમારો કાગળ મળ્યો. મેં મારા વિચાર ફેરવ્યા નથી. પણ તમારા પિતાશ્રી તમને........ ..આવવાની મનાઈ કરે તો મારો ધર્મ છે કે તમને મારે ના પાડવી ને તમારો ધર્મ તેવો જ છે (પણ જો તમારી પાસે તમારા પિતાશ્રી ચોક્ખો અધર્મ કરાવે તો તેમાથી મુક્ત થવા તમને હું ........આ લઇ શકું છુ મને લાગે છે કે જ્યારે નીતિની સાકડોમા આપણે આવી પડીએ ત્યારે અમુક પગલા ભરવાની બાબાપ ના પાડે તો તેમા મુગા બેસવા બંધાવા છીએ પણ જ્યારે અમુક પાપ કરવા માગે ત્યારે ન કરીએ. આમાં પ્રહ્લાદજીના દાખલા ઉપરાત કંઇપણ બતાવી શકાય તેમ નથી. વળી પિતાના હુકમથી શારીરિક દુઃખ બધું ઉઠાવીએ આત્મિક દુઃખ હોય નહીં.)

the Mukhiyas had to be
selected the rolls for direct electors

. તમે વ્હેપારમાં રહી શકો છો, ને નીતિ જાળવી શકો છો. તેમા તમારૂં શિક્ષણ છે. જે જીન્દગી ભોગવવાની તમે, ઇચ્છા રાખો છો તેની તે તૈયારી થશે. વળી તમે અડગ પ્રમાણિકપણું જાળવો તો વેપારમા ઉપકાર કરી શકશો. કોઇપણ ઘરાક આવે તેની પાસેથી એકજ ને તે અમુક નફો (સાધારણ) આવનારૂંજ દામ લેવું. જે વસ્તુ આપણને ત્યાજ્ય છે તે ના વેચવી............ ઘરાકની સાથે વિનયથી વાતો કરવી. તેઓની માલ વેચવા સારૂ ખુશામત ન કરવી. નોકરો હોય તો તેની તરફ બાપ છે, એમ જાણી ચાલવું વિ. બધુ સહેજે જાળવી શકાય. તમને વેપારમાં રહી લાલચમાં પડવા જેવું છે, એમ નહિ લાગવું જોઇએ. કેમકે તમને તો વેપાર અનીતિને ખાતર જ પસંદ નથી. તમે તો માત્ર પિતાશ્રીની આજ્ઞાને આધીન થવાના કારણથી જ વેપાર કરશો, એટલે ત્યા પ્રમાણિકપણું મેળવવું એ સહેલ લાગવું જોઇએ. પૈસાનો લોભ નથી એમ તમે જણાવો છો. જે સ્થિતિને વિષે આપણે વીતરાગ હોઇએ તે સ્થિતિમા રહેતા આપણે દુઃખ પામીએ પણ ભ્રષ્ટ તો નજ થઇએ. પ્રલ્હાદજી રાક્ષસોની વચ્ચે વિષ્ણુના ભક્ત રહ્યા, તે કઇ તેને મુસ્કેલ હતું એમ મને નથી લાગતું. કેમકે રાક્ષસી પ્રવૃત્તિ વિષે પોતે સંપૂર્ણપણે વીતરાગી હતા.

.. ના રંગ જુદા જુદા જોયા એ બરોબર છે. આ એક તાર થવાનો પ્રયત્ન થાય છે ત્યાં એકતા થયા પહેલાં રંગ જુદા જોવામાં આવે જ, સાધારણ રીતે ખાંડ ચોકખી લાગે છે પણ તેને ચોકખી કરવા બેસીએ છીએ તે વેળા તેમાં નજરે ન જોઈ શકાય એટલો મેલ જોવામાં આવે છે. આ જોયા પછી આપણે જાણીએ છીએ કે જેને ચોકખી માનીએ છીએ તે ખાંડ ખરૂ જોતાં ચોકખી નથી અને તેને ચોકખી કરવા જતાં ચોકખી થવા પૂર્વે બહુ મેલી જોવામાં આવશે. આવુંજ ના પ્રયત્નને વિષે સમજવું

ચિ. આ. હાલ જે દુ:ખ ભોગવે છે અને બા. ૫ જે અગવડતાઓ ઉઠાવે છે તેમાંથી જનેને સુખ અને સગવડતા છે

---

૫૪ રવિવાર

આશ્રમ શ્રી રા

તમારી પાસેથી, કોઇ આગલા જન્મની લેણાદેણી નીકળે છે. તમારી પાસેથી એટલા પ્રેમનો મને શો અધિકાર હોય? છતાં જ્યારે હું એવા સંકટમાં કાંઇ આવી પડયો ત્યારે તમે જે પ્રીતિ બતાવી તેનું વર્ણન થાય તેમ નથી. તેથી તમારો બંનેનો આત્મા વધારે તેજસ્વી થાઓ એવું ઇચ્છું છું, ને તે પ્રીતિને અનુભવવાથી મારા આત્માની શક્તિ વિષેનો વિશ્વાસ વધારે દ્રઢ થાઓ એવું તમે ઇચ્છજો એમ નક્કી પ્રતિજ્ઞા એટલે તપશ્ચર્યાનો આદર આટલું કરી શકે તો થયેલી તપશ્ચર્યા કેટલું કરી શકે તેનું પ્રમાણજ ન મળી શકે એ સીધી ત્રિરાશી પ્રમાણે જવાબ મળે છે ને સમજ છે પ્રતિજ્ઞા ન લેવાત તો હું શુદ્ધ પ્રેમ ન અનુભવત, ને ઝપાટાબેર સત્ય નીકળી આવ્યું ને બાળક છોકરાઓ નિર્દોષ દર્શી જેમ ન થાત

Mukhiyas had to be
selected the rolls for direct electors

મુકવાથી ઉલટી અસર થાય એમ મને લાગ્યું. હવે એમ લાગે છે કે એજ ઉદ્‌ગારો તમે તેની પાસે મુકો. આગ મન ઉપર તેને વિષે ઘણીજ ખરાબ છાપ પડી છે. તમે જે ચિતાર આપ્યો છે તેથી પણું વધારે ખરાબ તમારો કાગળ તે વાચત તો તમારી ઉપર રોષ કરત અને પોતે પાપી થાત એમ જણાયું તેને પાઠગથી મોકલવો કે નહિ તે વિચાર કર્યો ને છેવટે ઉપર મુજબ નિશ્ચય કર્યો.

જેની ઉપર આપણી શ્રધ્ધા હોય તેનાથી જરા પણ દીલ ચોરીએ અથવા આપણામાં નથી તે છે એવી છાપ પાડીએ તો કદી આપણું શ્રેય ન થાય એમા તો શકાજ નથી. એથીજ ..નું ને...નુ પાપ અઘોર ગણાયા તેઓના મહા દંભને લીધેજ અઘોર (કૃત્ય) કરી શક્યા. જો છેતરવાની બુદ્ધિ ન હોત તો આજે કેમા પણ બની પાછા એકદમ માનવી બની જાત ને વિષય છોડી દેત (એક) હવે રસ્તાસર જણાય છે ને (બીજો) મોહજાળમાં ને દંભમા પડેલો જણાય છે.

---

૫૮

કેપટાઉન, ફાગણ સુદ ૪

ભાઇશ્રી ...

તમારો કાગળ મળ્યો નેપાલ ધુટયોજ છે. તેની વહુ કઠોર હૃદય અનુભવી છે. મરણથી આપણે આપણું કર્તવ્ય વિચારવાનું છે. શરીરપર લગભગ તિરસ્કાર ઉપજાવવાનો છે. પણ મરણથી ભય પામવા ।। જરૂર નથી માણસ બળીને મરે છે ત્યારે પણ અતિ દુ:ખ નથી વેઠતો એમ જણાય છે ઘણું દુ:ખ પડયે મુર્છિત થાય છે. દેહને વધારે વળગનાર વધારે પીડાય છે. આત્મતત્ત્વ જાણુન

માણસ મોતથી નહીં ગભરાય. નેપાલના જેમ હજારો હજારો જીવો અત્યારે દરેક પળે બળી મરે છે. બ્રહ્માંડમાં નેપાલ એ કીડી કરતા પણ સુક્ષ્મ જતુ છે. આપણે પોતે જાણે અજાણે દેવતા સળગાવવામા, રાતની બત્તી વાપરવામા નેપાલ કરતા પ્રમાણમા મોટા એવા કેટલા જતુને સળગાવતા હશુ? બ્રહ્માના જેવો કોઈ મહાજીવ કલ્પો તેને મન આપણે કીડીના કરતા સુક્ષ્મ હોવા જોઈએ. તેની આખનો પન્થ જ એટલો મોટા કે આપણે ચાચડવત જણાઈએ. તેણે નેપાલને બાળ્યો હશે તો શું? અને તેણે એમ પણ માન્યું હશે કે તેના મહાજીવના સુખને અર્થે નેપાલ સમાન જતુને જીવતા બાળવા જોઈએ. આપણે મન તો નેપાલ આપણા જેવડો જંતુ એટલે આપણા એવા હાલ થાય તે ભયથી દયા છુટે છે. પણ જે દલીલ આપણે કીડી, માકડ, ચાચડ ને બીજા અસંખ્ય! જતુઓ, જેને આપણે નરી આખે નથી જોઈ શકતા તેને વિષે ડહાપણપૂર્વક લગાડીએ છીએ તેજ દલીલ વિશેષ ડહાપણવાળો બ્રહ્મા આપણા વિષે લગાડી વાપરતો હોવો જોઈએ. આ જો આપણને સમજાય તો નેપાલાદિના કિસ્સામાથી -આપણે આટલું શીખી શકીએ.

૧ આપણી પોતાની ઉપર કરુણા લાવી સર્વ જીવને સમાન માની તેની ૩પર કરુણા કરીએ ને આપણા કોઈપણ સુખને સારૂ જીવોની ઘાત કરતા ચોકીએ.
૨ દેહને વિષે મુર્છા ન રાખી મરણનો જરાપણ ભય ન કરીએ.
૩. દેહ અત્યત દગાખોર છે, એમ જાણી આ ક્ષણે મોક્ષની સામગ્રી તૈયાર કરીએ.

...yas had to be
selected the rolls for direct electors

જન્મ્યા, પાપકર્મથી દેહાધીન થયા તે બધા મળ તમે એક પળમાં કેમ ધોઇ શકશો?

'સુતર આવે તેમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે'

એ બોધ અખા ભગતે કર્યો છે. તુલસીદાસજી કહે છે કે સંકટ હોય યા ન હોય 'પણ રામ' નામ જપો એટલે સર્વાર્થ સિદ્ધ. આપણે તો એજ અર્થ સિદ્ધ કરવાનો છે. એટલે તે જપ જપ્યા કરજો. રામ ક્યા તે મનની સાથે નિશ્ચય કરી લેવો. તે રામ નિરંજન છે, નિરાકાર છે, રાક્ષસી વૃત્તિઓના સમુહરૂપી રાવણનો દૈવી વૃત્તિઓરૂપી અનેક પ્રકારના શસ્ત્રો વડે સંહાર કરનાર છે. તે પ્રાબલ્ય માટે ૧૨ વર્ષની તપશ્ચર્યા કરનાર છે. છેવટમાં શરીરને કે મનને એક ક્ષણભર પણ નવરા ન રહેવા દેવા ઉત્સાહપૂર્વક બંનેને કામે લગાડવા એટલે તમારી ઉપાધિ માત્ર ટળશે જ. બાકી તો પ્રભુ ઉપર ભરૂસો રાખવો ને મારી ઉપર તે શ્રદ્ધા છે, એ બધા ભરૂસા, ઉપરનું કર્યા પછી કામ આવશે.

આપણે માગીએ તેવા જ દેવ મળે છે, એ યાદ રાખવું. તુલસીદાસે રામચંદ્રને માગ્યા ત્યારે કૃષ્ણ શ્રીરામ થયા અને લક્ષ્મીજી સીતાજી થયા. મ ..ની ઉધરસ કાઢજો કારણ શોધજો.

---

૬૦ કેપટાઉન.
ફાગણ વદ ૧૦.

ભાઇ શ્રી. ....

તમારો કાગળ મળ્યો તમારા અપવાસનું મેં સાંભળેલું તમે સકારણ કર્યાં હોય તો મારે કંઇપણ કહેવા જેવું નથી. તમને ત્યાં

...iyas had to be
...ected the rolls for direct electors

એકાત ન જ મળે !. . .માં બાહ્યપ્રવૃત્તિ વિશેષ રહેવી જોઇએ- તેમા શાન્તિ છે ત્યા સેવાધર્મ પ્રધાન છે

જે ..ની તબીયત લથડવાથી હું ગભરાયો છુ તુરત ઠેકાણે આવે તો સારૂ

મ ને માટે જીવ અકળાય છે કેમ ઠેકાણુ નથી ચઢતુ એ ખબર નથી પડતી તે મારી સાથે આવે એજ હુ પણ ઠીક જોઉં છુ તમે એવી તજવીજ કરતા રહેજો દેશમા જોઇ લઇશુ માનસિક રોગને લીધે થાય છે/ એમ મનમા રહ્યા કરે છે જેલમા તબીયત સારી રહી તેનુ'કારણ શોધ્યા કરૂ છુ પણ ઉપરનુ જ સુઝે છે ત્યા મન પરાણે એક સ્થિતિને પામ્યુ હતુ તેની અસર શરીર ઉપર પણ થઈ તે એટલે સુધી કે ગમે તે ખોરાક લેવાયા છતા તબીયત ઠીક રહી હવે જેલ બહાર તેવુ મનોરાજ્ય ન મેળવી શકાય ? ગમે તેમ હો પણ હિંદ આવવુ એજ મ ને સારૂ ઠીક લાગે છે છતા તે પણ ભલે વિચાર કરે

એક દાખલો મારો આપી જાઉં છુ બાએ ઇચ્છા આદુની કરી આદુનુ મને મન ન હતુ તેથી મે તેની સાથેજ તેના ગુણ જોવા ખાવાનુ શરૂ કર્યુ બાની જીભ સ્વાદીલી છે બાએ આદુના મુગીયા શોધ્યા મને તો તેની ઉપર રાગ ઉત્પન્ન થયો તે એટલે સુધી ચાર પાચ ચણા જેટલા આ કોમળ મુળીયા હુ પણ ચાવી જતો એક દહાડો બાએ ખુબ મુળીયા મીસીસ ગુલ ની ટોપલીમાથી શોધી કોટડીમા મુક્યા હુ તો જોઇને ત્રાસ પામ્યો રાતે વીતી સવારમા વહેલા ભાગી ઉઠયો ? આદુ કેમ ખવાય ? જેની એક ગાઠમાથી અનેક મુગીયા પેદા થાય. એમા તો બહુ જીવ હોવા જોઇએ. વળી કુણા મુળીયા ખાવા એ તો કુમળા બાળકને મારી નાખવા બરાબર થયુ ! મારી પોતાની ઉપર મહા તિરસ્કાર છુટયો

દેહમાં તો આદુ ન જ ખાવુ, એ ઠરાવ કર્યો. રમન તો હવે આવે છે. બાએ જોયું કે હું આદું નથી ખાતો, કારણું પુછ્યુ સમજાવ્યું. તે પણ સમજી. અતિ કોમળ મુળીયા લઈ ગઈ. મને બાજીનામાંથી ખાવાનો આગ્રહ કર્યો. મેં ના પાડી. નન તો ચાલુ જ છે. પણ જીભ અને આંખ કુતરા છે. આંખ જુવે છે ત્યારે આદુ લેવાની ઈચ્છા થાય છે જીભ તલપી રહે છે. પણ એડા ઉપર તલપતું કુતરૂં જેમ ધણીને જોઈને એંઠું લેવાની હિંમત પણ નથી કરી શકતુ તેમ આત્મારામજી તે જુવે છે તેની જીભ તે આદુને નથી અડકી શકતી આદુ તો મારી નજરે આખો દિવસ આવ્યા જ કરે છે કેમકે જ્યાં માગ ડાગળીયા પડ્યાં છે, ત્યાં જ તે પડ્યું છે અત્યારે મારી દશા એવી છે કે સાકર, નીમક છોડતાં અઘરૂં ન લાગ્યુ તેટલુ આદું ઉપરથી વૃત્તિ ઉઠાવતા લાગે છે હવે તમે તમારો દોષ શો કહાડશો ? મનને પીધેલ વાંદરાની ઉપમા આપી છે એ ખોટુ નથી મારી પાસેથી જ્ઞાન શીખવાની મહાઆશા રાખો તે પણ કેવી ?. આપણે બધા એકજ ખોખરા વહાણમાં છીએ. તેમા અનુભવરૂપી જ્ઞાન મને વિશેષ હોવાથી , બનાવુ ત્યાં તમે ડગલીઓ મુકો તે ભલે. આપણે બધા અંધારામાં છીએ. ને એકજ શોધમાં છીએ. મારા પગ જરા વિશેષ બળથી ને વિશ્વાસથી પડતા હોય તો ભલે. તેથી વિશેષ આનશક્તિ મારે વિષે રાખવી તે પણ તમારી ઉન્નતિ રોકવા જેવુ છે. જ્યારે હું બધા કામોને જીતીશ, ત્યારે તમને કે બીજાને બોધકપણે જ્ઞાન આપીશ. અત્યારે તો આપણે એક સાથે જોગ કરી મોક્ષ આપનાર નારાયણને શોધીએ ને તે શોધમા ભુલ પડતા, આખડતા, માર ખાતા પણ હિંમતપુર્વક અને ધીરજ રાખી આગળ જઈએ.

---

selected the rolls for direct electors ^ ,as had to be

૬૧

કેપટાઉન,

ભાઇશ્રી,                    ફાગણ સુદી ૧૦. રવિવાર.

હૃદય પવિત્ર હોય તો વિકારઇન્દ્રિયને વિકાર પામવાપણું રહે નહિ. પણ હૃદય એટલે શું? તે ક્યારે પવિત્ર માનવું? હૃદય એજ આત્મા છે અથવા તો આત્માનું સ્થાન છે. તેમા પવિત્રતા માનો એટલે શુદ્ધ આત્મજ્ઞાન થયું, ને તેની હયાતીમાં ઇન્દ્રિયવિકાર સંભવેજ નહિ પણ સાધારણ માન્યતા એવી છે કે જ્યારે આપણે હૃદયને પવિત્ર કરવા મથીએ છીએ ત્યારે તે પવિત્ર થયું ગણીએ છીએ. તમારી ઉપર મારી પ્રેમવૃત્તિ છે. તેનો અર્થ માત્ર એટલોજ કે તેવી વૃત્તિ રાખવા હું પ્રયત્નવાન-છું. જો અખંડ પ્રેમવૃત્તિ હોય તો હું જ્ઞાની થયો. તે તો નથી. જેના પ્રત્યે મારો ખરો પ્રેમ હોય, તે મારા હેતુનો કે બોલનો અનર્થ ન કરે, તે મારી ઉપર તિરસ્કાર પણ ન જ કરે એટલે આમાથી આ સિદ્ધ થયું કે જ્યારે આપણને માણસ શત્રુ ગણે છે, ત્યારે દોષ-પ્રથમ તો આપણો છે. આ ગોરાઓના આપણા પ્રસંગને પણ લાગુ પડે છે, મારે સર્વાંશે હૃદયની પવિત્રતા એ છેવટની સ્થિતિ છે. દરમીઆન જેમ આપણે પવિત્રતામા ચડીએ તેમ વિકારો શમે. વિકાર ઇન્દ્રિયમાં રહ્યો જ નથી **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः**। ઇંદ્રિયો એ મનોવિકારને પ્રદર્શિત થવાના સ્થાન છે. તે વડે આપણે મનોવિકારને ઓળખીએ છીએ.

એટલે ઇન્દ્રિયોનો નાશ કરવાથી મનોવિકાર જતા નથી. પાવૈયા સેંકડો વિકારથી ભરપુર જોવામાં આવે છે. જન્મે નપુસક એટલા બધા વિકારો હોય છે કે તેઓ ઘણાં અકાર્ય

જોવામાં આવ્યા છે. મારી એેષ શક્તિ મંદ છે, છતાં સુવાસ લેવાનું મન થાય છે ને જ્યારે કોઇ ગુલાબ વિગેરેની વાસની વાત કરે છે ત્યારે મન ગધેડાની માફક તે તરફ દોરવાઇ જાય છે, ને બલાત્કારે તેની ઉપર કાબુ મેળવી શકાય છે. જ્યારે મન ઉપર કાબુ ન રહે છતા વિચારશ્રેણી તીવ્ર હોય ત્યારે ઇન્દ્રિય છેદન કરતાં માણસો સાંભળ્યા છે. તેવે વખતે એ કર્તવ્ય હોય એમ સંભવે છે. મારૂં મન ચલિત થયું ને મારી બેન ઉપર કુદૃષ્ટિ કરૂં, મને કામ બાળે છે, પણ હું કેવળ મુઢ મથી બની ગયો, તે વેળાએ જો બીજો ઉપાય ન હોય તો ઇન્દ્રિયછેદન કરી નાંખવું એ પવિત્ર કાર્ય છે, એમ લાગે છે. આવું ધીમે ધીમે ચઢનાર, પુરૂષને નથી બનતું જેને તીવ્ર વૈરાગ્ય આવ્યો હોય પણ જેનું ભૂત વર્તન ઠીક ન હોય, તેને બની આવે ખરૂં. વિકાર ઉત્પન્ન ન થાય અને ઇન્દ્રિય ન ચસે તેને સારૂ તાત્કાલિક ઉપાય (ઇલાજ) માગવો એ વંધ્યપુત્રને ઇચ્છવાં જેવું છે. તે કામ ઘણીજ ધીરજથી થાય. જાદુઇ આંબો જેમ માત્ર જોવાનો હોય છે તેમ તાત્કાલિક થએલી મનઃશુદ્ધિ વિષે સમજવું. હા, એટલું બને છે, મન પવિત્ર થવા તૈયાર થએલું હોય છે, માત્ર સંત સમાગમ રૂપ પારસમણી શોધે છે. તે મળ્યે પોતાની પવિત્રતાનું એકાએક દર્શન કરે છે ને અપવિત્રતા એ સ્વપ્નવત્ જણાય છે. આ કંઇ તાત્કાલીક થયું ગણાય નહિ પણ સાધારણ ઇલાજ ને તે ટુંકામાં ટુંકો ને તેટલે દરજ્જે તાત્કાલિક તે આ છે.

એકાંત સેવન, સત્સંગ, શોધન, સત્કિર્તન, સતવાંચન, નિરંતર શરીર મન્થન, અલ્પાહાર, ફલાહાર, અલ્પનિદ્રા, ભોગવિલાસત્યાગ: આટલું જે કરી શકે તેને મનોરાજ્ય હસ્તાકમળની જેમ પ્રાપ્ત થાય.

analyas had to be
selected the rolls for direct electors

તેટલુ કરવું અને બીજાનું ધ્યાન ધરવું. જ્યારે જ્યારે મનોવિકાર થાય ત્યારે ત્યારે ઉપવાસાદિ વ્રતો પાળવા.

• • • •

મી—નુ કામ તે રાવણની પ્રવૃત્તિ જેવું હતું. તેણે તપશ્ચર્યા કરી રાક્ષસી વૃત્તિ મેળવી; રામચદ્રે તપશ્ચર્યા કરી દૈવી વૃત્તિ સપાદન કરી, એમ એક જ કાર્યના હેતુરૂપે જુદા જુદા ફળ મળે છે.

ખેતરનુ કામ બરોબર ન ચાલતું હોય ને ખરેખર તમારો જ દોષ જોવામાં આવતો હોય તો તેને ઉત્સાહપૂર્વક નસાડો તમે જે મોટેરાઓ છો તેની રહેણીકરણી ઉપર છોકરાઓની રહેણીકરણીનો આધાર છે.

• • •

---

૬૨

કેપ ટાઉન.
શનિવાર

ભાઇશ્રી,

મારી સાથે તમે બધા દોડો એ ઇચ્છિત છે પણુ હું એવી આશા બાધતો નથી હું કરૂ છુ તે બધુ તમે બધા કરો એવી માગણી મે કદિ કરી નથી. પણ જે કરવાનું માથે લ્યો તે તો કરવુ જ પડે. .બળાત્કારની તો વાત જ નથી પણ તમે તમારી મેળે સમજપૂર્વક...વ્યમન છોડી અને છેતરો તેમા દોષ તમારો જ ગણાય . તેમજ છોકરાઓ અમુક હદ સુધી પહોચ્યા આપણે માનીએ. તેઓ અમુક વસ્તુનો ત્યાગ ફીનીક્સમા કરે છે, ત્યા તે વસ્તુઓને ત્યાજ્ય સમજે છે. તેમાથી બહાર જઇને તે જ વસ્તુ કેમ કરાય? અલુણાની ફરજ કોઇને નથી જનદ મસાલા, વ્યસનો, [

મહા સ્વાદિષ્ટ ભોજન, ચાહ, કોફી, વિગેરે વસ્તુઓ બધાને ત્યાજ્ય છે. વિષય, ચોરી, અસત્ય, મોડું ઉઠવું બધાને ત્યાજ્ય છે. આ ધોરણ જેને આકરૂં લાગે તેનાથી કેમ રહી શકાય ? દરેક સંસ્થાઓના અમુક ધારા હોય છે. તે ધારાને બહાર અને અંદર બધે પાળવા જ જોઇએ. ન પાળે તેનું સંસ્થામા રહેવું મિથ્યા છે.

તમે કહેવા માગો છો તે આ છે. મારી શરમને લીધે છોકરાઓ ને બીજા કેટલુક કરે છે પણ સ્વતંત્રપણે નથી કરતા. ને તેથી તેઓ છેતરે છે. "આ મારો દોષ હોય" પણ તેમાથી હું એક જ રીતે મુક્ત થઇ શકું "એટલે કે મારે કોઇની સાથે ન રહેવું. એ હાલ મારૂં કર્તવ્ય નથી લાગતું. રા. × + × શરમને લીધે મારી માગણી વિના અલુણ કરવાનું ડોળ કરી મને છેતરે તેમા હું કેમ દોષિત બનુ ? × × × × તમે અલુણ નથી કરતા, તેથી હું કંઇ તમને ઓછો ચાહુ છું અને જ...તદ્દન ફેળાદારી છે તેથી તેને વિશેષ ચાહું છું એવું કાંઇ નથી. અલુણા લુણમા કંઇ પાપપુણ્ય નથી. તેમા જે રહસ્ય છે તેમાં પાપપુણ્ય છે. ઇમામ સાહેબ કોઈ કાળે અલુણુ નહી કરે તેથી મને અપ્રિય નથી. મીસ સ્લેસીન બધી બાબતોમા મારાથી વિરોધી વર્તન કરે છે છતાં તેનુ ચારિત્ર કેટલેક દરજ્જે તમારા બધા કરતા હું બહુ ઉચું ગણું છુ. બધા ફેરફારોમા યથાશક્તિ સંયમ કરવાનો ને તેમા વધારો કરવાનો આપણો ઉદ્દેશ છે. તે જેને કબુલ ન હોય તેણે મને તજવો એ મારૂં વચન તે ગયે હતું, અને તે યથાર્થ જ લાગે છે. × × × × × × × નોરરનના કાર્ય ઉપર હું મોહિત થયો નથી ને બગાળી વકીલોને હું તિરસ્કારતો નથી, સત્યાગ્રહી તે બન્નેના પ્રસંગથી બહાર છે. ને તેનું કર્તવ્ય જુદું જ છે. સત્યાગ્રહી બરોબર છે કે નહિ એ સવાલ

selected the rolls for direct electors
yas had to be

તમારા સવાલમાં છે. એ તમે જો હજુ ન સમજ્યા હોય તો હું એમ જ કહું છું કે તે અનુભવગમ્ય છે. બીજા નહીં સમજાવી શકે. ને તે સમજવા સારૂ સ્વાદેન્દ્રિય વિગેરે જીતવાના પ્રયાસોમાં આપણે પડીએ છીએ, × × × × × સંયમ એટલે અલુણું કરવું એમ ન સમજજો તમે એ દહાડાનો સુકો રોટલો ને મીંઠાની કઢી ખાઈને જીવન ગુજારો તે હું અનેક પ્રકારના મેવાના સ્વાદ કરૂં તેના કરતા ઘણું ઉંચુ હોઈ શકે છે. તમે શા હેતુથી સુકો રોટલો ખાઓ છો ને હું શા હેતુથી મેવાદિ ખાઉં તેની ઉપરથી કાર્યની શુદ્ધતાનો નિર્ણય થાય

" પવિત્રતા પારકાના આક્ષેપોથી લજાતી નથી પણ વિશેષ ઉજળતા પામે છે. "

" તમારાથી કંઈ પણ અયોગ્ય બન્યુ હોય તો તમે મને અર્ધું કબુલ કરી દેજો તેમ કર્યા વિના તમારા ઉપવાસ, અથવા સેંકડો પ્રાયશ્ચિતો ફળવાના નથી " "હું તો આવતા તપથી રહેશ હું પણ મારૂ કર્તવ્ય છોડાય એમ નથી "

' કરેલી પ્રતિજ્ઞા હું પાછી ખેંચુ એ સૂર્ય પશ્ચિમમાં ઉગે તો પણ ન બને "

" જેને મે અત્યન્ત નિષ્પાપી માન્યા છે તે એવા પાપી હોય તો આ શરીરને પોષણ આપીને એક ક્ષણભર પણ નીભવવા માગતો નથી "

' માણસ પોતાના પણ સહેજથી જાણવી શકતો નથી "

" તમને બન્નેને આ કાગળથી રોષ ચડશે પણ મારા મનમાં છે તે ન લખું તો મારામાં જે કંઈ સત્ય હોય તેને ડાઘ લાગે ને તમારૂ બુરૂ કરનારો બનું તમને દુખ ઉત્પન્ન કરવું એ અત્યારે મારો ધર્મ થઈ પડ્યો છે.

૬૩

કપટાઉન

આશ્રમ શ્રી,　　　　　　　　　　　　　　　　　　　　શનિવાર

તમારો કાગળ આજે એટલો મોડો મળ્યો કે આજની ટપાલમા હું તમને કાગળ ન લખી શકું ને તાર પણ ન પહોંચાડી શકું. તાર તો હવે સોમવારે જ કરીશ.

જ્યા માતાના પ્રેમની વાત છે, જ્યાં પુત્રની વત્સલતાનો સવાલ છે ત્યાં ત્રાહિત માણસે સલાહ આપવી એ ધર્મસંકટ છે. છતા આરે સલાહ આપ્યે છુટકો છે. તમારા પિતાશ્રીના કાગળ ઉપરથી જે નિર્ણયપર તમે આવ્યા તે વખતે તમારા માતુશ્રીના ઉદ્‌ગારોનો ખ્યાલ આપણે બાંધી શક્યા હતા. તેમનો કાગળ આવવાથી નવી વાત દાખલ થતી નથી. પણ નવી લાગણી ઉત્પન્ન થઇ છે. ને પ્રેમભાવે સ્વાભાવિક રીતે તમારા હૃદયમા પ્રધાનપદ મેળવ્યું છે. હવે જો તમે નિર્મોહી થઇ નિર્ણય કરી શકો તો તમારો પ્રેમ નિર્મળ અને દિવ્ય સ્વરૂપ લઇ શકે છે. તમારો પ્રેમ તમે આખા જગતને આપી શકો છો એટલે તેમ કરવાનો પ્રયત્ન કરી શકો છો. એ જ માતૃભક્તિનો ઉદ્દેશ છે. બીજી ભક્તિ તે સ્થુલ, લૌકિક અને માત્ર દેહ પ્રત્યે છે. એમાથી મુક્ત થવાના પહેરા તમે બહુ વેળા ગાઓ છો 'આ સંસાર અસાર વિચારી' ગાઇને તેનો અંતરધ્વનિ વિચારી જજો. 'જીવને શ્વાસ તણી સગાઇ' નો શો ધ્વનિ છે? ફીનીક્સની ને બીજી રહેણીમા એ તફાવત છે કે આપણે જે વિષે વાંચીએ છીએ તેને આપણામાં દઢાવવા પ્રયત્ન કરીએ છીએ તમારા હિન્દુસ્થાન જવાની અસર ક્ષણિક છે. પંદર કે પાચ દિવસને અંતે તો રોવાનું જ છે. ત્યાર પછી તો વિયોગ જ છે.

hiyas had to be
selected the rolls for direct electors

વળી આપણે એવી જીંદગી ભોગવવા ઇચ્છીએ છીએ કે આપણા પાસે એક પાઇ પણ ન રહે; એવા ગરીબ માણસ આવે વખતે શું કરે તે વિચારજો.

તમારાં માતપિતાનાં દર્શન કરવાની ભાવના સદાય રહે એ ઉત્તમ છે. તે ઉદ્‌ગારને હાલ દબાવી તમારૂં જીવન વિશેષ વિતરાગી બનાવવું એ તમારૂં કર્ત્તવ્ય છે. તમારૂં ચારિત્ર-ઘડવાને સારૂં જ તમે દેશવટો ભોગવો છો. આ સ્થિતિ તમારે વનવાસની છે. તેમાં જ તમે તમારાં માતપિતાને શોભાવશો. તમે સ્વછંદ નથી કરી શકતા, પણ દિવસે દિવસે આત્મોન્નતિ કરો, દિવસે દિવસે સંયમી થાઓ એટલે હાલ તમે દેશ જવાની ફરજમાંથી મુક્ત છો.

આ વિચારો કરવામાં પ્રેસની સ્થિતિનો જરાએ વિચાર નથી કર્યો, તમારી આત્મોન્નતિ શામાં છે એ જ વિચારીને મેં સલાહ આપી છે.

છતાં જો લૌકિક માતૃભક્તિ તમને દેશ તરફ જ ખેંચે ને તમે અહિં રહેવાથી શાંતચિત ન થઇ શકો તો, તમારે સુખેથી જવું. મારૂં લખવું સલાહરૂપે સમજી તમે સ્વતંત્રરીતે નિર્ણય ઉપર આવજો ને તે પ્રમાણે કરજો.

---

હું પણ જેમ બને તેમ જલદી હિન્દ જાઉં, તેને ભેગો થઉં અને તેની સેવાચાકરી કરું એ માટે ઉતાવળે મારું કામ 'આટોપી' રહ્યો હતો પણ નિર્માણ કંઇ જુદું જ હતું. હવે તો મારે વિધવાઓનાં કુટુમ્બમાં જ જવાનું રહ્યું અને તે કુટુમ્બ પણ મારે જ આશરે! તમે હિન્દની કૌટુમ્બિક વ્યવસ્થા સમજતા નહિ હોવાથી આ પ્રસંગ નહિ સમજી શકો. ગમે તે રીતે હિન્દ જવાની મારી ઇચ્છા હવે દિવસે દિવસે પ્રબળ થતી જાય છે. અને છતાંપણ કેમ નક્કી કહી શકું? મારી એ ઇચ્છા પૂર્ણીભૂત થશે કે કેમ તે વિષે મને હજુ પણ શંકા છે. તોપણ મારે એ યાત્રા માટે તૈયારી કરવી જોઇએ અને પરિણામ માટે શાન્તિથી સર્વશક્તિમાન પ્રભુ ઉપર વિશ્વાસ રાખવો.

આવા આઘાતોથી માણસમાં મૃત્યુ વિષે વધારે નિર્ભયતા આવતી જાય છે. શામાટે એ બનાવથી મારા હૃદયમાં ખળભળાટ ઉઠવો જોઇએ? આવા શોકમાં સ્વાર્થની છાયા છે. જો હું મૃત્યુ માટે તૈયાર થાઉં અને આહ્લાદદાયક પ્રસંગ તરીકે મૃત્યુને ગણું તો મારો ભાઇ મરી ગયો એ કંઇ આપત્તિ નથી. મૃત્યુનો આપણને ડર લાગે છે તેથી આપણે બીજાઓના મૃત્યુ માટે રૂદન કરીએ છીએ. શરીર નાશવંત છે અને આત્મા અમર છે એમ જાણવા છતાં શરીર અને આત્મા છુટા પડતાં હું શોક કેમ કરી શકું? પણ આ સુંદર અને આશ્વાસનભર્યા સિદ્ધાન્તમાં સાચી માન્યતા હોય તો જ એ સ્થિતિ પ્રાપ્ત થાય. જેને આમાં શ્રદ્ધા હોય છે તેણે શરીરનું લાલનપાલન નકરવું ઘટે પણ તેનો નિયતા બનવું ઘટે. તેણે પોતાની શારીરિક જરૂરીઆતો એવી રાખવી જોઇએ કે જેથી દેહ દેહી ઉપર અધિકાર ન ભોગવતાં તેના તાબામાં રહે. બીજાઓના મૃત્યુ માટે શોક

...Mukhiyas had to be
selected the rolls for direct electors

ન કરવો એ લગભગ શાશ્વત શોકની સ્થિતિ વ્હોરી લેવા જેવું છે. કારણકે શરીર અને આત્માઓને આ સબધ જાતે જ શોકપ્રદ છે આ વિચારો મારા ઉપર અત્યારે પ્રાધાન્ય ભોગવે છે હાલ આવો બીજો કાગળ મારાથી લખાશે નહિ આ તો આપોઆપ લખાયો છે તેથી મી પોલાકને પહોચાડજો અને મ ને પણ તે વાચવા દેજો અને ત્યાર પછી મી. વેસ્ટ અને બીજાને વાંચવા માટે છ ને પણ મોકલવો.

---

૬૫

કેપટાઉન.
બુધવાર, જેઠ વદ ૨.

ભાઇશ્રી,

રામચદ્રજી વનવાસે ગયા ત્યારે દશરથરાયે તેમને કહ્યુ કે કૈકેયીને આપેલા વચનની ફિકર નહિ વચનભગ થવા છતા રામચદ્રજીએ વનમા ન જવુ આ લૌકિક અને સ્થુલ પુત્રભાવથી ઉત્પન્ન થયેલી ઇચ્છાનો અનાદાર કરી રામચદ્રજીએ વનવાસ જઇ પિતૃભક્તિ કરીને દશરથનુ તેમજ પોતાનુ નામ અમર કર્યુ. હરિશ્ચન્દ્રે પોતાની સ્ત્રીને વેચી રોહિતને ગળે તલવાર મૂકવા સુધી પણ તત્પર રહી સ્ત્રીભક્તિ અને પુત્રપ્રેમ બતાવ્યા પ્રહ્લાદે પિતાની આજ્ઞાનુ ઉલ્લઘન કરી પિતૃભક્તિ કરી તેનો ઉદ્ધાર કર્યો. મીરાબાઇએ કુભારાણાને ત્યજી કુભારાણાને જ પોતાના ભક્ત બનાવ્યા દયાનદે પોતાના માબાપ પામેથી નાસી, થએલી સગાઇ તોડી પાછળ મોકલેના માણસોના હાથમાથી પણ છટકી જઇ અને પિતૃભક્તિ કર્યા બુદ્ધે પોતાની જુવાન બાનોને સુતી છોડી ચાલી નીકળ્યા

આવા ઘણા દાખલા આપણને મળી આવે છે. તેનું ચિંતવન કરી તમને જે સંકટ પડ્યું છે તેવે સમયે આપણે અન્તઃવિચાર કરી ખરી નીતિના ધોરણે જે યોગ્ય લાગે તે કરવું રહ્યું છે. શ્રવણને સારૂ સૂક્ષ્મ અને સ્થુલ ભક્તિ એકજ પ્રવાહની હતી, એટલે આપણે તેનો દાખલો ઘણી વેળા લઇ ખરૂં શું છે તે નથી જોઇ શકતા. સત્ય માર્ગે ચાલનારને હંમેશા સત્ય માર્ગ અણીને વખતે સૂઝી આવે છે. વૈરાગ્યના પદો વિગેરે આપણે વાંચીએ તે જો આપણને ધર્મસંકટો સમયે ઉપયોગી ન થાય તો આપણે તે માત્ર પોપટની માફક વાંચી ગયા જ, ગણાઇએ. તે વિચાર્યો તો ન જ હોય. ગીતાજી વાંચવા છતા જો તે આપણને અંત સમયે મદદ ન કરે તો ગીતાજી વાંચ્યાં તે ન વાંચ્યા બરોબર છે. તેથી જ હું હંમેશા કહેતો આવ્યો છું: થોડું વાંચો પણ જે વાંચો તે વિચારો-ને તેનું રહસ્ય સમજી તે પ્રમાણે કરવા તૈયાર રહો.

સ્નેહીઓ તરફ વીતરાગ ઉત્પન્ન થાય ત્યારે જ હૃદય ખરૂં દયાવાન થાય છે ને સ્નેહીઓની સેવા કરે છે. બાની પ્રત્યે હું જેટલે દરજ્જે વીતરાગી થયો છું તેટલે દરજ્જે તેની સેવા વિશેષ કરી શકું છું. બુદ્ધે તેના માતાપિતાને ત્યજી તેઓનો પણ ઉદ્ધાર કર્યો. ગોપીચંદે વૈરાગ લઇ પોતાની માતા ઉપર ઘણો શુદ્ધ પ્રેમ બતાવ્યો. તેમજ તમે તમારૂં ચારિત્ર ઘડી અત્યંત નિર્મળ નીતિ રાખી તમારા માતપિતાની સેવા કરશો. જ્યારે તમારો આત્મા વિશુદ્ધિને પામશે ત્યારે તેનો પડઘો તમારા બધાં સ્નેહીઓ ઉપર પડ્યા વિના નહિજ રહે.

---

muktiyar had to be
selected the rolls for direct electors

૬૬

કેપટાઉન મંગળવાર જેઠ વદ ૧

* * * *

મી. સિંહાની ઉપર આપણે દૂર બેઠા છાપાં વાંચી અભિપ્રાય નથી બાંધી શકતા. મી. નોરટન પણ આવા કેસોમાં એક વેળા સરકારી વકીલ હતા. આપણે કોને આગેવાન ગણવા ને કોને નહિ તે તો દરેકના મન ઉપર આધાર રાખે છે. સાધારણ રીતે જે સત્યાગ્રહી હોય તે તટસ્થ રહે છે. તમે લખો છો એવા કેસમાં સત્યાગ્રહ ઉઠાવવું હોય ને જેલમાં જવું પડે તો સત્યાગ્રહનો હેતુ ૧ળ થયો સમજવો. આવા કેસોમાં આપણે હંમેશા બોલવું જ જોઇએ એવો નિયમ નથી. ક્યારે સત્યાગ્રહ ઉઠાવવું જોઇએ એ સવાલનો જવાબ કંઇ એકાએક આપી શકાય નહિ. સત્યાગ્રહી જ્યારે સત્યાગ્રહ શરૂ કરે છે ત્યારે કંઇ અગાઉથી વિચાર કરી લેતો નથી. તેના આત્માના ઉદ્દગારો વિરુદ્ધ કાર્ય થયું એમ તેને જણાય તેની સામે તે આત્મબળ વાપરે. મેં સત્યાગ્રહ શરૂ કર્યું ત્યારે પણ તેને ધર્મનું અંગ જ સમજ્યો હતો. અનુભવે જણાવ્યું કે એ જ ધર્મ છે ને એ જ ચિંતામણી છે ને તેથી તે મારામા ધર્મરૂપે વિશેષ ખીલ્યું છે. સત્ય સિવાય બીજું કદી કરવું નથી એટલું જેણે ચોક્કસ કર્યું તે સત્યાગ્રહી છે ને તેવા માણસને દરેક વખતે ઉપાય સૂઝી આવે છે. જીવન માત્ર સત્યમય હોવું જોઇએ. તે હળવે હળવે યમનિયમાદિ પાળવાથી આવે છે. જેમ સ્થુળ વિષયો શીખવામાં વર્ષોસુધી પ્રયત્ન કરવું પડે છે, તેમ સત્યાગ્રહનું સ્વરૂપ સમજવાને સારૂ પણ

વેદના વધી ને જેને સારૂ લેવાનું કહેવ તે ન ગઇ. પાંચમે દહાડે મીઠું ખાધું. તે દિવસે વેદના અસહ્ય થઇ. છઠ્ઠે દિવસે દાક્તરોને તજ્યા ને મારા જ ઉપચારો ઉપર આવ્યો. વેદના તદન શમી ને હરસ પણ ગયા. છતાં વચમાં મારીજ મૂર્ખાઇને લીધે પાછું દરદ ઉપડયું. મીઠું ખાવાને દિવસે લોહી બળખામા જીંદગીમાં પહેલું પડયું. તે હજી ચાલે છે. ટેથી એક વેજીટેરીયન ડોક્ટર ગોરો મારો ઓળખીતો છે તેને મી. કેલનબેક લાવ્યા. તેણે મીઠું ગીડાની જરૂર નથી, પણ કંદમૂળની જરૂર જણાવી, તથા અપવાસથી/કાયા તદન ગઇ છે. તેથી હાલ તુરતમાં તેલ, નડ વિ. નહિ સેવાય એમ સૂચવ્યું. એથી હાલ હું બાર્લીનું પાણી, આઠ ઔંસ લીલો મેવો ને આઠ ઔંસ ટરનીપ, ગાજર, પટેટા ને કાબેજ આદિ મળીને તેના ઉકાળા ઉપર રહું છું. શરીર નંખાઇ ગયું છે. મને આમાએ સંપૂર્ણ વિશ્વાસ નથી. પણ મારી ચાવી મને પૂરી હાથ લાગી નથી તેથી આ અખતરો અજમાવું છું. દુખાવો બંધ છે. બળખામા લોહી જારી છે. ખાવામાં સ્વાદ હાલ તો રહ્યો જ નથી. એટલે સ્વાદેન્દ્રિયને વશ રાખવાનો આ બારે અવસર મળ્યો છે. તેણે લીંબુ પણ બંધ કર્યાં છે એટલે તેલવિના ટરનીપ, ગાજર ને કેબેજનો ઉકાળો ખાવો તેમાં સ્વાદ જરાએ નથી રહેતો, છતાં હું આનંદપૂર્વક ખાઇ જાઉં છું. પ્રથમ તો બાર્લીનું પાણી ખરાબ લાગ્યું. હવે તો તે પણ સહન થાય એવું લાગે છે. તમને વિગતવાર લખું છું, પણ ગભરાવાનું કારણ નથી. હું ઠેકાણે આવીશ એવી ઉમેદ છે, ને તે ફળાહારથી જ અવાશે એમ હજુ મન કહ્યા કરે છે. અનુભવે શું બને છે તે જોવાનું છે. દુધ લેવાનો આગ્રહ મિત્રો કર્યા કરે છે. તેની મેં ચોકખી ના પાડી છે.

... tiyas had to be
selected the rolls for direct electors

ભાઇ સો...વિગેરે તો દરદીઓની સારવાર કરવા જઇ પહોચ્યા છે. મારી તબિયતને લીધે હું ન જઇ શક્યો. હવે જવાના ફાંફાં મારૂં છું પણ અડચણો આવ્યા કરે છે.

હરિશ્રી, મી એન્ડરૂઝ તથા મી. પીઅરસનની સેવા કરજો. બધા મોટેરાઓની આમન્યા રાખતા સમજે એ સંભાળ રાખજો. બધા ત્યાંના રહીશ કરતા રહેવા ઇચ્છજો.

---

૭૧

લંડન શ્રાવણ સુદ ૭ ૧૯૭૦.

ભાઇ રા ...

તમારો સ્નેહ વિસરાતો નથી. બાની તમે છત મેળવી એ મહાભાગ્ય કામ થયું સમજવું છું. બાએ પોતાનો સ્વભાવ બહુ ફેરવ્યો છે, એમ અહીં અનુભવું છું.

તમે જે જે વ્રતો લીધા છે તેમાં દૃઢ રહેજો. તેને ઝાડની માફક પાળજો. તોપછી તમે મ—ને જીતશો, જગત જીતશો ને તમારી પોતાની ઉપર સ્વરાજ્ય મેળવી હિંદ સ્વરાજ્ય પણ મેળવશો. એટલે બધી જાતોની એક જ કુચી છે એવો આપણો ધર્મ છે. આ પ્રૌઢ ધર્મની સરળતા તેમજ વિષમતાનો પાર નથી.

જે સાદાઇથી આપણે રહેતા હતા તેમાં વિશેષતા કરજો. હું ત્યાં હતો ત્યાં સુધી તમે છૂટા હતા. હવે કેદમાં છો એમ સમજજો. ત્યાં દ્વિધાને ફેલાવા ન દશો. આ સેવાગ ને આ પણ સેવાય એમ વિચારવાને બદલે આ ઉપાધિ ઓછી થઇ ને હવે પેલી ઓછી કરીશું એમ કરીને જય મેળવજો.

તમારી રહેણીના બધા સમાચાર મને આપતા રહેજો. તમે તથા બાઇ પ્રા—સહોદર બાઇ છો એમ જાણી રહેજો. ખેતીમાં ચિત્ત પરોવજો. આખા ફીનીક્સમાં સુવાસ ફેલાવી ફીનીક્સને ધર્મક્ષેત્ર બનાવજો. ચાલતા સુધી મૌન ધારણ કરજો.

તામીલને ન છોડજો. સુતુ વિગેરેની સાથે બોલવાની ટેવ પાડી દેજો. મો...ના આશીર્વાદ.

૭૨

લંડન ૧૯૧૪.

બાઇ રા....

માણસ સમુદ્રકિનારે બેસે, એક સળી લઇને તેની ઉપર બિન્દુ ચઢાવી સમુદ્રને ઉલેચે, તેમ કરતા જે વખત જાય ને જે ધીરજ જોઇએ, તેના કરતા મનને વશ કરતા વધારે વખત જોઇએ ને ધીરજ પણ જોઇએ. આ શંકરાચાર્યનું વચન છે, એટલે તમારે નિરાશ થવાનુ નથી. ઘણી નિરાશામા આશા નથી છુપાઇ ? તમે મને લખતા રહેજો. હુ લખીશ. વધારે નથી લખી શકતો.

મો.. ના આશીર્વાદ.

૭૩

ક્રેબોવીરરોડ. ક. ઠબલ્યુ લંડન.

માગસર વદ ૮ ૧૯૭૧.

ચિ. મ..

તમારા બધાના કાગળો મળ્યા છે. મારી લાચાર દશામાં બધાને કાગળ નથી લખતો તેથી આ બધાને સારૂ સમજી બધા તે મને લખ્યા જ કરશે.

... ...ukhiyas had to be selected the rolls for direct electors

તમે છાશની છુટ મારા આવ્યા પછી મારી પાસેથી મંગાવાના હો, પણ ને હું અહીંથી જ આપું છું. ત્યાંની સ્થિતિ જોઈ જે કાંઇ છુટ લેવી યોગ્ય લાગે તે લેજો. અને પૂછવાની રાહ ન જોશો. બધામા સંયમ જાળવવાની વાત યાદ રાખીને કાર્ય કરશો એ બસ છે.

ખેતી એ ખરી પ્રાર્થના તથા પરોપકાર છે એ તમારો નિશ્ચય બરોબર છે. ખેતી કરતા, ખાતા, રમતા, ભમતાં, નહાતા કે બીજી કોઇપણ વખતે હરિનુ નામ લેવું એ યોગ્ય છે, એટલું જ નહિ પણ, આપણી ફરજ છે. જે રામમય થવા ઇચ્છે, પ્રયત્ન કરે તેને અમુક વખતની જરૂર નથી. છતાં જુવાનને સારૂ નિયમની જરૂર છે. ત્યારે જે વખત ખેતીનો નથી તે ખાસ પ્રાર્થનાને સારૂ નીમવો. એટલે કે સમી સવારે જ્યારે અંધારૂં હોય ત્યારે, શાસ્ત્રો કહે છે કે, અરૂણોદય પહેલા સંધ્યાદિ કરવા. આપણે જે રાતનો વખત રાખ્યો છે તે બરોબર છે.

ખેતી કરવામા જે ઉત્સાહ ગણ્યો છે તેમા વધારો કરજો ફળ ઝાડો વાવજો. × × × તમારામાના મોટેરા દરેક શિક્ષકોની કાંઇક ચાકરી ઉપાડી લેશો તો સરસ છે.

બને તેટલો સામાન હાથે કરજો. ન થાય તે વિના ચલાવવાની ટેવ પાડજો. આપણે ખેતીમાંથી ને જાતમજુરીમાથી આપણો નિર્વાહ કરતા શીખી લઇએ તો બધું કમાયા ને બધું શિખ્યા. મારે પણ એજ શિખવાનું છે પણ હું તો કદાચ શિખ્યા વિના દેહ છોડીશ તમારે વિષે તેમ ન થાઓ.

ત્યાં ગુરૂદેવને અડચણ પડે એમ હોય ને પૂરતી જગ્યા ન હોય તો તંબુમા રહેવાની કે બીજી સગવડની માગણી કરજો.

મને એમ તો રહ્યું જ છે કે ફીનીક્સના આશયો અથવા રહેણીથી ઉંચે જાય એવી સંસ્થા હાલ જગતમા નથી એમ જણાય છે. હોય તો તેને સુધરેલો વર્ગ નથી જાણતો. તમારા બધાના પર એનજ છાપ પડી છે એ સારૂ છે. મારી તબીયત ઠેકાણે નથી આવી તેટલામા બાને ગઈ કાલથી સખ્ત રક્તસ્રાવ શરૂ થયો છે પ્રભુની ઇચ્છા શી છે તે જણાતું નથી છતા તમે બધા નિશ્ચિંત રહેજો

મારા ખોરાકમા વનસ્પતિના ક્ષાર પૂરા નથી તેથી ડાક્તર ઓલીન્સને કંદમૂળ ખાવાની અને ભાજીની ભલામણ કરી. તેથી આ ભયંકર સ્થિતિમા પણ અખતરા કરૂ છું. મારો ખોરાક આમ છે. સવારના બે ચમચાથી ત્રણ ત્યાંથી લીધેલા સુકા બનાના ને દળી મેળવીને તેનો કવાથ, તેમા ટમાટા પણ નાખુ છુ, ને એક ચમચી તેલ. બપોરે એક નાનુ ગાજર ને અરધી નાની ટરનીપ કાચી તથા ઘઉં ને કેળાના આટાની બનાવેલી બીસ્કીટ આડ ઉકાળીને ખાઉં છું. કોઇ વેળા ગાજર ટરનીપને બદલે કાચી કેબેજના બે પત્તાં વાટીને લઉં છુ. સાંજે બે ચમચા ભાત ઉકાળીને તેની સાથે ઉપર પ્રમાણે કાચું શાક તથા પલાળેલા અંજીર અને સાથે બનાના તથા ઘઉંના આટાની રોટીની નાની કટકી. આ પ્રમાણે હાલ ચાલે છે. ઉદ્દેશ એવો છે કે પક્વેલુ મેલીને કાચા ઉપર જવું. ને ઘઉં છોડી તેના બદલે નટ ઉપર પાછા ઉતરવું. સવારે બે ઓપલ લઉં છુ. કાચુ શાક ખાવાને હવે લગભગ એક માસ થયો હશે તેથી નુકશાન તો નથી જોયું. કાચું શાક ખવાય એમ તમે કહેતા પણ મને ખુંટો નહોતો ઉતરતો અહી ઘણા કાચું શાક ખાતા જણાય છે. આમા ઘણા વિચારોનો

selected the rolls for direct electors

સમાવેશ થાય છે પણ તે તો તુથી લખી શકતો. તે હવે પછી, દૂધ ચીનુ છેવટનુ પણ મે અહીં લીધુ છે. દાક્તરો બહુ વળગ્યા એટલે પણ ન લઉં તો લથડું એમ લાગવાથી લેવાયુ છે હવે હું તો તે વસ્તુ આ જન્મારે નથી જ ખાવાનો બીજા વ્રતો ત્યાં લઇશુ દરમીઆન પ્રમગોપાત અહીં લેવાય તો કહેવાતુ નથી.

---

૭૪

ફાગણ વદ ૩ ગુરૂવાર ૧૯૭૧.

ચિ મ .

આ કાગળ મુંબઇથી લખુ છુ. ઘણે ભાગે મારે એક દિવસની રોકાણ અહીં પણ થશે તમારા ત્રણ કાગળ મને પુને એક સાથે મળ્યાં. આપણે સંસ્થા આખા હિંદુસ્થાન સારૂ ચલાવવા માગીએ છીએ, તેવી આખા હિંદ પાસેથી ભીખ માગીશુ. પણ આપણે અમદાવાદ પાસેથી જમીન અને જરૂરનાં ઘર માગીએ છીએ એટલુ પાયા દાખલ છે

સત્યાકામ વિના આપણાથી જેટલુ બને તેટલુ આપણે ચલાવી લઇશુ તેથી મીલો બંધ થશે કે નહિ તેની આપણે ફિકર રાખવાની નથી મીલવાળા વધારે મીલો કરતા બંધ રહેશે તોપણ ખોટુ નથી તેમ પણ નહિ કરે તો આપણે જેને સુખ આવ્યુ છે તેમા આપણે મચ્યા રહેશુ

બ્રહ્મચર્ય વિષે તમે હજુ સમજ્યા નથી કે...ને આજે મોક્ષ મળે તો તમે નાગજ થાઓ ? જો થાઓ તો કેટલી મોહદશા ? સારા માણુસ પ્રજોત્પત્તિ કરે તો તેની પ્રજા દુનિયાને સુખરૂપ

(૯)

એમાં બહુ અહંભાવ ને અજ્ઞાન રહ્યાં જણાય છે. સારા માણસ દુનિયાની પ્રવૃત્તિ ઇચ્છતા નથી. દુનિયાની નિવૃત્તિ એટલે મોક્ષ ઇચ્છે છે. સારા માણસના સાથી તે તેની પ્રજા છે. આટલું પણ ન સ્વીકારાય ત્યાંસુધી બહુ અજ્ઞાન દશા ગણાય. આ બધાનો અર્થ એવો નથી કે કે...પરણેજ નહિ. તેના સંસ્કાર પ્રમાણે તેને બુદ્ધિ થશે. તમારો ધર્મ તેની પાસે યથાર્થ સ્થિતિ મૂકવાનો છે. તેમાંથી તે પડશે તો ફીકર નહિ. એવા માણસની પ્રજા પરમાર્થ કરી શકશે. પણ સારા છોકરા ઉત્પન્ન કરવાના ઇરાદાથી જે બ્રહ્મચર્યનું ખંડન કરશે તેની પ્રજા સરસ થવાનો સંભવ છે. આ બે સ્થિતિનો ભેદ ખૂબ સમજજો. એક સ્થિતિમાં જ્ઞાનપૂર્વક પાપ છે. બીજી સ્થિતિમાં જ્ઞાન હોવા છતાં કંઈક નબળાઇને લીધે પડીએ છીએ. આમાં ચડવાનો અવકાશ છે. પહેલીમાં તો ન ચડવાનો નિશ્ચય છે. ચડવું એ પડવું મનાયું છે. આપણે સીધું શિક્ષણ આપવા છતાં કે...પરણશે તો હરકત નથી. નહિ પરણે તો તેના તેજમાં આખી દુનિયા તરી શકે એવું સામર્થ્ય તે મેળવી શકે. માબાપે પોતાના દીકરાની સરસમાં સરસ દશા ઇચ્છવાની છે. છોકરો તેમાંથી લાયકાત મુજબ મેળવશે. મારા વિચારમાં ખામી નથી એમાં શક નથી. તમે તે બરોબર સમજો એમ ઇચ્છું છું. નબળાઇને મગજાઇ મુનજો. મોહને જ્ઞાનનું સ્થાન ન આપજો. ખુબ વિચારે કરજો. આ કાગળ સાચવી શાન્તિનિકેતન...ભાઇને મોકલજો-

બાપુના આશિર્વાદ.

..nyas had to be
selected the rolls for direct electors

સ્તંભ આ હોય તો ખોટું કર્યું. તમે તો યથાર્થ કર્યું છે. તમે શંકાનું નિવારણ કરાવીને તોડયા એટલે બરોબરજ કર્યું. મને આ સ્થળ બતાવજો. પછી વધારે ખબર પડશે આંખથી શિથિલતા ન આપે એમ માનું છું. ખોરાક વધારે લેવાયેલ હોવો જોઇએ.

સ્થિત્યન્તર એટલે કલ્પિત વાત. રામાયણ મહાભારતમાં ઇતિહાસ ઓછો છે ને કલ્પના વધારે છે એ નિઃશંક વાત છે. તે બન્નેને ધર્મપુસ્તક છે. અને કરોડો તો તેને ઇતિહાસ કરતા વધારે માને છે ને તે યોગ્ય છે ભરત જેવાજ રામના ભાઇ ભરત ન થયા હોય પણ તેવા ભરત હિન્દમા તો પાક્યા છે ત્યારે તુલસીદાસ તેને કલ્પી શક્યા. જેને વિષે રામાયણમા ચિતરેલા ગુણો છે તેની વંદના ભારતવર્ષ કરે છે.

સત્યાગ્રહ કરવાના કારણથી કરેલી મહેનત બરબાદ જાય ખેતીક્ષેત્ર ઉજ્જડ થાય તો કંઇજ ચિન્તા ન કરીએ. શાન્ત સ્થિતિએ ખેતી કરીએ. અશાન્તિમાં ભીખ માગીએ, મજૂરી કરીએ કે ભૂખે મરીએ. કરેલુ કર્મ વ્યર્થ નથી જતુ એ નિરપવાદી કાયદો છે એમ દૃઢ વિશ્વાસ રાખવો. ફરીથી ખેતી કરવાનો યોગ આવે તો કરીએ. ન આવે તો નિશ્ચિંત રહીએ. ખેતી સાધ્ય નથી પણ સાધન છે. સ્થુલ રીતે લોકસેવા એ સાધ્ય છે, સૂક્ષ્મ રીતે મોક્ષ સાધ્ય છે. એક બન્નેને સાધવાનુ એક સાધન ખેતી છે. સાધ્ય મળવામાં તે ઉપાધિરૂપ થાય ત્યારે તેને છોડી દઇએ.

. . કે .....જે છુટ લીધે છે તે અનર્થ છે. છતા એવાને સાફ આપવું નિન્દા ભાગવવી. યોગ્ય છે. તે એમ માનીને કે લોભ ટાળે પણ તે રસાદિનો ત્યાગ કરશે. આપણો સંગ તેને

...ianjas had to be
selected the rolls for direct electors

સારૂ તો સત્સંગજ છે. તેને સારૂ જેટલું સરળ કરી શકાય તેટલું કરીએ. ક ..ને લાગુ પડતો નિયમ બધાને લાગુ ન પાડીએ. એટલે આવી બાબતોમા એકજ નિયમ ન જાળવીએ. ક...પણ હદ મેલે તો કામ ન આવે.

ફીનીક્સ સસ્થા એમ કહ્યા કરીએ છીએ તેનુ કારણ પૂજ્યશ્રી ગ્રાખને છે બીજાઓ અને પોતે તુરત સમજી શકે તેથી આપણી સસ્થાને સારૂ ફીનીક્સ એ સગ્ના રાખી ફીનીક્સના ઘણા ઉદેશો તે અહીની સસ્થાના છે, ને પોતે ફીનીક્સના ઉદેશ સમજતા હતા તેથી ફીનીક્સ નામ રાખ્યુ. આપણે તે કઇ હમેશા રાખવાનુ નથી. ક્યાક સ્થાયી થશુ ત્યારે નામ શોધશુ. × × + રગુનમા ઠીક અનુભવ થયા છે

• બાપુના આશિર્વાદ.

---

૭૭

મદ્રાસ વશાખ શુદ ૧૧.

ભાઈશ્રી પ મ ..

અહિસા વિષે તમારૂ ધારવુ બરોબર છે. અહિસાનુ અગ દયા, અક્રોધ, અમાન વિગેરે છે સત્યાગ્રહનો પાયો અહિંસા ધર્મ છે. એ અતિ સ્પષ્ટરીતે કલકત્તામા જોયુ, ને ત્યા વિચાર્યું કે તે આપણે વ્રત તરીકે દાખલ કરવુ જોઇએ એ ખ્યાલમાંથી એ નીપજી આવ્યુ કે આપણે બધા ધર્મો પાળવાના છે ˜ ˜ વ્રત તરીકે પાળના તેની સૂક્ષ્મ સ્થિતિ આપણે જોઈ અહી સેકડોની સાથે વાતો કરૂ છુ, તેમા બધા ધર્મો

**सियराम प्रेम पियूष पूरण होत जन्म न भरतको।**
**मुनिमन आगम यम नियम शम दम विषय व्रत आचरतको॥**

આ છંદ મને કલકત્તામાં આવે અવસરે યાદ આવ્યો ને તેનું ખૂબ મનન કર્યું. એ વ્રતો પાળવામાં જ હિંદુસ્તાનનો ને આપણો મોક્ષ રહ્યો છે, એમ હું સાક્ષાત જોઈ શકું છું.

અપરિગ્રહ વ્રત પાળવામા મુખ્ય ધ્યાનમાં રાખવાનું એ છે કે ન જોઈતું કંઈપણ ન સંઘરવું. ખેતી કરના ઓજાર હશે તો ઓજાર તથા તેમને લગતો સામાન સંઘરશું. દુષ્કાળનો ભય સદાય રહે તો દાણા સંઘરશું. પણ ઓજારની કે દાણાની જરૂર છે કે નહિ એ સવાલ હમેશાં પૂછશું. બધા વ્રતો આપણે વિચારવાળાએ પાળવાના છે. એટલે તેમા કદના દિવસે દિવસે વધતી જશે ને નવા, ત્યાગો સૂઝતા જશે. ત્યાગની હદ જ નથી. જેમ વિશેષ ત્યાગ કરશે તેમ આત્માનું દર્શન વિશેષ કરશું. મનની ગતિ પરિગ્રહના ત્યાગ તરફ રહે ને શરીરશક્તિમુજબ ત્યાગ કરશું એટલે અપરિગ્રહ વ્રત પાળ્યું ગણાશે.

. આમ વિશેષ ઉપયોગ એ અહિંસાવ્રતનો પણ ભંગ કરે છે. જો અસ્તેય ભાવનાથી ઉપયોગ ઘટાડીએ તો આપણામા ઉદારતા વધે, જો અહિંસાભાવનાથી ઉપયોગ ઓછો કરીએ તો દયાભાવના વધે પ્રાણી—જીવ માત્રને હમેશા આપણે અભયદાન આપીએ તેમા દયા-પ્રેમ-નુ ચિતવન રહ્યુ છે. તે ચિતવન જે કરશે તેની સામે સ્વપ્ને પણ કોઇ જીવ નહિ થાય એ શાસ્ત્રનો નિશ્ચય છે, મારો અનુભવ છે •

આ બધા વ્રતોનુ સૂત્ર સત્ય છે, મનને છેતરી જે ચોરી હોય તેને અચોરી મનાય, મનને છેતરી પરિગ્રહને અપરિગ્રહ મનાય, એટલે ડગલે ડગલે સત્યને આપણે ઘણા સૂક્ષ્મ વિચારથી પ્રવરતાવી શકાય જ્યારે અમુક વસ્તુને સઘરવી કે નહીં એ વિષે શકા હોય ત્યારે ન સઘરવી એ સીધો નિયમ છે. ત્યાગમા સત્યનો ભગ નથી જ્યા બોલવા વિષે શકા હોય ત્યા મૌન રહેવુ એ સત્યવ્રતીનુ કર્તવ્ય છે.

તમે બધા સ્વતત્ર વિચારથી લેવાય તે જ વ્રત લ્યો એમ ઇચ્છું છુ. લેવાની જરૂર હમેશા જોઉ છુ. પણ તે જરૂર તમને દરેકને સૂઝે ત્યારે જ વ્રત લેવા ને જેટલા લેવા હોય તેટલા લેવા

રામચદ્રજી ગમે તેવા પ્રતાપી થઇ ગયા, ગમે તેટલા પરાક્રમો કરી લાખો રાક્ષસોનો ધ્વસ કર્યો પણ જો તેમની પાછળ લક્ષ્મણ અને ભરત જેવા ભક્ત ન નીકળ્યા હોત તો રામને આજે કોઇ જાણત નહિ. સારાશ રામચદ્રજીમા અસાધારણ ક્ષાત્રતેજ ભલે હોત તો તેવી તેમનુ માહાત્મ્ય થોડો કાળ રહી પછી

જાત. તેમની જેમ રાક્ષસોને સંહાર કરનાર અનેક પરાક્રમીઓ થઇ ગયા છે. તેઓમાંના કોઇની કીર્તિ-મહાત્મ્ય-ઘેર ઘેર ગવાતાં નથી. રામચંદ્રજીમા કાંઇક બીજું તેજ હતું કે જે તેજ લક્ષ્મણ અને ભરતમાં તેઓ ઉતારી શકવાથી લક્ષ્મણ જેવા મહાન્ તપસ્વીઓ નીવડયા અને જે તપનુ માહાત્મ્ય ગાતાં તુલસીદાસે કહ્યું કે જો મહામુનીઓને પણ અગમ્ય એવું તપ કરનાર ભરતજી ન જન્મ્યા હોત તો પોતા જેવા મૂઢને રામ સન્મુખ કોણ કરત ? એટલે રામના યશના એટલે તેમના શિક્ષણના દ્વારપાળ જાણે લક્ષ્મણ અને ભરતજી જ ન હોય એમ થયું. વળી માત્ર તપમાંજ સર્વસ્વ નથી સમાતું. કેમકે ચૌદ વરસ આહારનિદ્રાનો ત્યાગ જેમ લક્ષ્મણે કર્યો હતો તેમ ઇન્દ્રજીતે પણ કર્યો હતો. પણ રામચંદ્રજી પાસેથી તપનુ હાર્દ જે લક્ષ્મણને પ્રાપ્ત થયુ હતું તે ઇન્દ્રજીતને નહીં હોવાથી-એટલું જ નહિ પણ તપના પ્રભાવનો દુરૂપયોગ કરવાની તેની વૃત્તિ હોવાથી તે રાક્ષસ જ કહેવાયો, અને ભક્ત તથા મુમુક્ષુ તપસ્વી લક્ષ્મણને હાથે તેનો પરાજય થયો તેવીજ રીતે ગુરૂદેવનો આદર્શ ગમે તેવો ઉંચો હશે તોપણ જો તે આદર્શને અમલમા મૂકનાર કોઇ નહીં જાગે તો તે આદર્શ જમાનાના ગાઢ અંધકારમા પડી રહેવાનો અને તેથી ઉલટું જો તે આદર્શ મુજબ વર્તનારાઓ નીકળી આવશે તો તે પોતાનો પ્રકાશ અનેકગણો તે ફેલાવી શકશે. આદર્શ અમલમાં મૂકવાના પગથીઆ તપ છે. એટલે તે તપ-ડિસિપ્લીન-બાળકોના જીવનમાં ઉતારવુ કેટલું જરૂરનું છે તે સમજવા જેવું છે.

yas had to be
selected the rolls for direct electors

૭૮

બાંકીપુર. ચૈત્ર વદ ૮-૧૯૭૩

ચિ. મ.

ત્યાંથી બે કાગળો એક જ દહાડે મળ્યા. એકનું વજન વધારે હોવાથી દંડ આપવો પડયો હતો.-ચિ. ના.........નો આંકડો પાછો મોકલું છું; જેમની રકમ બરોબર છે કે નહિ તે તમે જાણી શકશો. ઉધારેલી ભાઇ ના........ની જમા કરી પોલાકને ખાતે માંડવાની છે, એમ દેખીતું છે.

પ.........કલકત્તે રહ્યો છે. તેને ગમી ગયું છે એમ તેણે કહ્યું- હું તેને અહિં નથી લાવ્યો એ ઠીક જ થયું છે. જે માણસ (મને અહિ ) લાવ્યો છે તેને કશી ખબર નથી. કોઇ અજાણી જગ્યાએ મને નાખ્યો છે, ઘરધણી નથી. નોકરો માને છે કે અમે બન્ને ભિક્ષુક હોવા જોઇએ. ઘરનું પાયખાનું પણ નથી વાપરવા દેતા. ખાવાપીવાની તો વાત જ શી? હું સમજપૂર્વક મારો સંગ્રહ રાખું છું એટલે કેવળ બેપરવા રહી શકયો છું. અપમાનો ઘણાં પીધાં છે એટલે અહિની વિચિત્ર દશા મને પીડતી નથી. આમ ચાલશે તો ચંપારણ જોવાનું બનવાનું નથી. ભોમીયો કશી મદદ કરી શકે એમ જોતો નથી. મારી મેળે શોધી શકું એવી સ્થિતિ નથી. આવી દશામા મારૂં ઠેકાણું હું નથી આપી શકતો. આવી દશામાં ત્યાંથી કોઇને મદદ કરવા લાવ્યો હત તો તે તો ભારે જ પડત. મારા પોતાના બોજા ઉપરાત તેનો બોજો પણ મારે ઉઠાવવો રહત. મારી અનિશ્ચિતતાનું ધ્યાન આપું છુ. તમારે એ ચિંતા કરવાનું કા. નથી કેમકે હું એકાંત ભોગવું છું, ઘર ઠીક છે. નહાવાની સ

બળી છે એટલે શરીરનો અર્થ સધાઇ રહ્યો છે. આત્મા તો વિકાસ પામે છે.

બાપુના આશિર્વાદ.

---

૭૯

ચૈત્ર વદ ૧૩–૧૯૭૦.

'આજ સુધી કોઇપણ દિવસો આવી માનસિક વેદનાના નહી ગયા હોય. મારૂં બોલવું, મારૂં હસવું, મારૂં ચાલવું, મારૂં ખાવું અને મારૂં કામ કરવું એ બધું સચાની, મારૂં જ ચાલે છે. કંઇ પણ લખી શકતો નથી. હૃદય જાણે શુષ્ક થયું હોય તેમ જણાય છે. કાયની મારી વેદનાની હદ નથી. ઘણી વખતે તો પેટમાં મારવા માટે મારા ગજવામાંથી છરી કાઢવાનો વિચાર કર્યો, કેટલીક વખત સામેની ભીંતમાં માથું ફુટવાનો વિચાર કર્યો, કેટલીક વખત આ અગાશીમાંથી નાખી છુટવાનો વિચાર કર્યો પણ પાછો એમ વિચાર થયો કે ભલા જીવ! મૂર્ખ જીવ! આમ ઘેલો તું કેમ બની જાય છે? આવી માનસિક વેદનાને સમયે પણ તું સમતોલ નહી રહે તો તને જ વરા જેવું પણ જ્ઞાન મળ્યું છે તે શા કામનું રહેશે? આમ વિચાર કરી હું દાસના મારા દિવસો ગાળું છું.' તાગ જે હિતેચ્છુ છે તેમને આ હકીકત મારે કમળ્યાં કહેવી છે. × ×
'તુઓ ભાઈ, જે... અઘોર પાપ કીધાં છે.'

આ બધું જાણ્યું ત્યારે મને વિચાર થયો. અપાત્ર ઉપર વિશ્વાસ રાખી મેં જે પાપ કર્યું તેનું પ્રાયશ્ચિત મારે ભોગવવું જ જોઇએ. પંદર દિવસના ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા લેતા લેતાં અચકાયો.

... had to be
... the rolls for direct elections

આનો વિચાર આવ્યો. હું પંદર દિવસ ન ખાઉં તો તે સાથે જ
માનું મરણ. આવા ભયથી જ તુરત માટે તે વિચાર માંડી વાળ્યો.
પણ પછી નિશ્ચય થયો કે જે...એ . ફી...જવું જ જોઈએ. ત્યાં
જઈને રહેવું એજ તેનો મુખ્ય ધર્મ છે. અહીં રહેવાથી તેનું
કલ્યાણ નથી. × × × × ખબર નહીં કે મારામાં શું છે.
મારામાં એવી નિર્દયતા છે—બીજાઓ કહે છે તે પ્રમાણે-કે સામેના
માણસ મારૂં મન સંપાદન કરવા તણાઈ તણાઈને કામ કરે અને
ન થાય તેવું કામ પણ કરવા પ્રયત્નો કરે અને તેમ કરવાની
પોતાની શકિત હોતી નથી ત્યારે છેવટે કૃત્રિમતા ધારણ કરી મને
છેતરે. મી. ગોખલેએ પણ મને ઘણી વખત કહેલું કે 'તારામાં
કઠોરતા છે કે સામેના માણસને તું ધ્રુજાવી નાખે અને તે માણસ
બીકનો માર્યો, કે તારી ઇચ્છા સંપાદન શી રીતે થાય તેવા પ્રયત્નોમાં
તણાયા કરે અને છેવટે અશકત માણસો કૃત્રિમતા ધારણ કરે. તું
માણસોના ઉપર અસહ્ય બોજો નાખી દે છે. હું પોતે પણ તારૂં
કાર્ય હોય તે મારી શકિત ન હોય તેમ છતાં તણાઈ તણાઈને
કરૂં છું.'

---

૮૦

વૈશાખ વદ ૧૪ ૧૯૭૦

(પદર દિવસના અપવાસ કર્યા બાદ સાતમો દિવસ. પ્રાર્થના
વીત્યા બાદ × બધાને ઉદ્દેશીને.)

મળી છે એટલે શરીરનો અર્ધ સધાઇ ગયો છે. આત્મા તો વિકાસ પામે છે.

બાપુના આશિર્વાદ.

---

૭૯

ચૈત્ર વદ ૧૩-૧૯૭૦.

'આજ સુધી કોઇપણ દિવસો આવી માનસિક વેદનાના નહીં ગયા હોય. મારૂં બોલવું, મારૂં હસવું, મારૂં ચાલવું, મારૂં ખાવું અને મારૂં કામ કરવું એ બધુ સંચાની માફક જ ચાલે છે. કઇ પણ લખી શકતો નથી. હૃદય જાણે શુષ્ક થયું હોય તેમ જણાય છે. હાલની મારી વેદનાની હદ નથી. ઘણી વખતે તો પેટમાં મારવા માટે મારા ગજવામાથી છરી કાઢવાનો વિચાર કર્યો, કેટલીક વખત સામેની ભીંતમા માથું કુટવાનો વિચાર કર્યો, કેટલીક વખત આ સંસારમાથી નાશી છૂટવાનો વિચાર કર્યો. પણ પછી એમ વિચાર થયો કે ભલા જીવ! મૂર્ખ જીવ! આમ ઘેલો તું કેમ બની જાય છે? આવી માનસિક વેદનાને સમયે પણ તું સમતોલ નહીં રહે, તો તને જ જરા જેવું પણ જ્ઞાન મળ્યુ છે તે શા કામનું રહેશે? આમ વિચાર કરી હું હાલના મારા દિવસો ગાળું છું.' તારા જે હિતચ્છુ છે તેમને આ હકીકત મારે હમણાં કહેવી છે. × " "જુઓ ભાઈ, જે...અઘોર પાપ કીધાં છે."

આ બધુ જાણ્યુ ત્યારે મને વિચાર થયો. અપાન ઉપર વિશ્વાસ રાખી મેં જે પાપ કર્યું તેનું પ્રાયશ્ચિત્ત મારે ભોગવવું જ જોઇએ પંદર દિવસના અપવાસ કરવાની પ્રતિજ્ઞા લેતા લેતાં અચકાયો

' uyas had to be
selected the rolls for direct electors

× × × "તમે ગીતાજીના શ્લોક ખાઈ શકો, જરી તેથી હું રાજી નહીં થાઉં. તમે ઇતિહાસ વાંચો કે નહીં, ગણિત ગણો કે નહીં, સંસ્કૃત ભણો કે નહીં તેની મને કંઈ પણ ચિંતા નથી. પણ તમે સંયમવૃત્તિ ધારણ કરો એ જરૂરનું છે. એ મારે જોઈએ છે. હું માણસનો ગુલામ થવાને ઇચ્છીશ પણ મારા મનનો ગુલામ થવા નહીં ઇચ્છું. મનના ગુલામ થવા જેવું અધમ પાપ નથી. માટે તમે સમજીને મનને નિયમમાં રાખતાં શીખો. આવી સ્થિતિમાં તમે મારી પાસે રહી શકશો. નહીં તો મારે કોઈની જરૂર નથી. હું તમને કોઈને શીખવવાનું અભિમાન પણ રાખતો નથી. મારી પાસે એક શિષ્ય છે કે જેને શીખવવું એ બારેમાં બારે કામ છે અને શિક્ષણ આપવાથી જ હું તમારૂં કે હિંદનું કે માનવ જાતનું ભલું કરી શકીશ. અને તે હું પોતે જ છું જેને હું મારૂં મન કહું છું. આમ બધા પોતાને પોતાના શિષ્યો બનાવશે તેઓ જ અહીં રહેવાને લાયક છે. આ જીંદગી જેનાથી ન જીરવાય તે અહીં ન રહે એ બહેતર છે. તે અહીંથી છુટો થાય તો તેણે ઠીક કર્યું કહેવાય. પણ સમજ્યા સિવાય (હેતુપૂર્વક નહીં કરતાં સંગાની મદદ) કરવું એ પાપ છે. એવું હું નથી ઇચ્છતો."

---

૮૨

ફેબ્રુ. તા. ૧૦, ૧૯૫..

જ...એ કરેલ સવાલ અને તેના જવાબ.

૧. સવાલ. ઇશ્વર ન હોત તો મોક્ષ ક્યાંથી હોય? મોક્ષનો અર્થ શું?

the Mukhtiar had to be
selected the rolls for direct election

જવાબ. ઇશ્વર ન હોય તો મોક્ષ ક્યાંથી એ મોક્ષ ન સમજવા જેવું છે. મોક્ષનો અધૂરો અર્થજ આપણે જાણી શકીએ. બાકી તો અનુભવાય પણ વર્ણવાય નહીં. તેનુ વર્ણન કરવાની આપણી પાસે ઇંદ્રિય નથી જે જાણી શકાય તે આ—અનેક પ્રકારના દેહોની પ્રાપ્તિમાથી ને તેથી નિપજતા કલેશમાથી છૂટવુ. છતા ઇશ્વર નથી એમ કહેવાની જરૂર નથી. ઇશ્વરનો ખરો અર્થ આપણા જ્ઞાનની સીમાપ્રમાણે કરીએ. ફળ દેનારો ને કર્તા ઇશ્વર તો નથી. પણ દેહધારી આત્માઓ છૂટા થયા છે ને પછી જે આત્મા કલ્પી શકાતો હોય તો તે ઇશ્વરછે. ને જે જડ વસ્તુ નથી પણ શુદ્ધ ચૈતન્ય છે અદ્વૈતવાદીની પણ આજ માન્યતા છે. ગજ્ઞ જેવા-ઇશ્વરની કોઈ કાળે ને કોઈ સ્થિતિએ જરૂર નથી. ને જરૂર માનવાથી આત્માની અનંત શક્તિની આપણે હદ બાંધીએ છીએ.

૨. સવાલ. હું ગાયને મારતો ન હોઉં, કોઇ દિવસ મારી ન હોય, દુખ ન દેતો હોઉં, રસ્તામા ન હોઉં છતા મારવા દોડે તો શુ કરવુ ? ને તેનું કારણ શું.

જવાબ ગાય મારવા આવે તેમા આપણો ગાય પ્રતિ એ દોષ કે આપણો તેનો તેમજ બીજા જીવોનો ભય રાખીએ છીએ. ભય માત્ર દોષ છે. ને જ્યાસુધી તે આપણામા છે ત્યાસગી આપણને એવી ઉપાધિ આવ્યાજ કરે. ગાયથી ડરીએ ત્યાસુધી તેની સામા ન જવુ. ને અનાયાસે આવ્યા તો માર ખાઇ લેવો. ગાયને મારીને આપણે કે તેનો ઉદ્ધાર નથી કરી શકવાના.

૩. સવાલ. એક માણુસ નિર્ભય થઇને વાઘની ગુફામાં રહે તો વાઘ તેને શુ કામ ન મારે ?

Depressed Classes, it would be neces sary to form separate Hindu, Mos lem or Depressed Class pr rv  as a circ such a- be

જવાબ. નિર્ભયતાથી ને પ્રસંગસર વાઘની ગુફામાં રહેનાર વાઘ કદી નહીં ખાય. ગુફામાં રહેવાનો પ્રસંગ ક્યારે હોય ? તે વિચારજો.

૪. સવાલ. ધર્મરાજાએ "अश्वत्थामा हतः" એમ કહ્યું તેમાં ભૂલ કરી કે નહીં ? શ્રી કૃષ્ણે એવું શિક્ષણ કેમ આપ્યું ?

જવાબ. ધર્મરાજા જેવા પણ ભૂલ ખાઈ જાય છે વાસ્તે આપણે પણ ડરવું એટલેજ સાર હું કહાડું છું. શ્રીકૃષ્ણે સ્થૂલરૂપે સ્થૂ યુધિષ્ઠિરને ભોળવ્યા એમ માનીએ તો શ્રીકૃષ્ણની અપૂર્ણતા માનવામાં બાધ નથી. જો શ્રીકૃષ્ણને પરમાત્મારૂપે માનીએ તો આખા કિસ્સાનો કાંઈક આતરિક અર્થ કહાડવો પડશે તે અર્થ જેમ નીતિને બંધ બેસશે તેઓ ઘટાવી લેશે. શાસ્ત્રોમાં સંપૂર્ણ માનવાની જરૂર નથી. નીતિના અખંડ નિયમો આપણે સમજી તેના ધોરણે શાસ્ત્રનો અર્થ ને ઉપયોગ કરીએ તો કદી ભૂલ ન ખાઈએ.

૫. સવાલ. આખી દુનિયાં માટે એક ધર્મ થવાની જરૂર છે ?

જવાબ. આખી દુનિયા માટે, એક ધર્મ થવાનો નથી ને તેની જરૂર પણ નથી, એવું મને તો લાગે છે.

the Mukhiyas had to be
the rolls for direct electors